# રામ અને કૃષ્ણ

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

નવજીવન કાર્યાલય : અમદાવાદ

# રામ અને કૃષ્ણ

લેખક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં. ૧૯૮૧ કિં. ૦-૧૦-૦

પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ




પરવાનગીવાળી
બીજી આવૃત્તિ

મુદ્રકો:
પૃ. ૧ થી ૧૪૮ : ગજાનન વિશ્વનાથ પાઠક
આદિત્ય મુદ્રણાલય
રાયખડરોડ : અમદાવાદ
પૃ. ૧ થી ૧૬ મૂળચંદભાઇ ત્રિકમલાલ પટેલ
સૂર્ય પ્રકાશ મુદ્રણાલય
પાનકોર નાકા : અમદાવાદ.

# તારણ



## રામ

## કૃષ્ણ

## રામ–કૃષ્ણ

### [ સમાલોચના ]

# બીજી આવૃત્તિનો ખુલાસો

આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાયાને છ વર્ષ થયાં. લગભગ દોઢ બે વર્ષથી પહેલી આવૃત્તિ ખપી ગઈ હતી, અને એની બીજી આવૃત્તિ કાઢવાની ઇચ્છા ભાઇ રણછોડજી મીસ્ત્રીએ વારંવાર દર્શાવી હતી. પરંતુ હું મારી અનુમતિ આપવામાં આનાકાની કર્યા કરતો હતો, કારણકે (૧) નવજીવન પ્રકાશન મંદિરને મારાં પુસ્તકો આર્થિક દૃષ્ટિએ બહુ લાભદાયી નીવડયાં નથી, અને ભાઈ રણછોડજી મીસ્ત્રીને બીજી આવૃત્તિ કાઢવા જતાં એવી જ આર્થિક અડચણમાં ઉતરવું પડે એ મને ઠીક લાગતું નહોતું; (૨) જો કે પુસ્તકની પ્રસિદ્ધ થયેલી સમાલોચનાઓ બધી અનુકૂળ હતી, છતાં ગાંધીજીના સંબંધથી મારા સાથી જેવા કહી શકાય એવા એક મિત્રે એ પુસ્તકોનો બહુ બારીકીથી અભ્યાસ કરી એ ઉપર વાંધાઓની યાદી રજુ કરી છે. એમનો મત એવો થયો છે કે મેં આ પુસ્તકોમાં "રામની કેવળ વિડંબના કરી છે," "કૃષ્ણનો તો વળી ઘાણ જ કાઢી નાંખ્યો છે," અને "બુદ્ધને માથે કરવામાં પણ બાકી નથી રાખી."* પોતે જૈન ન હોવાથી 'મહાવીર' વિષે એ ટીકા કરવા અસમર્થ હતા પરંતુ એક બે જૈન મિત્રોએ મહાવીરના મારા આલેખન વિષે પોતાનો તીવ્ર અસંતોષ પ્રગટ કર્યો હતો, અને 'ઇશુખ્રિસ્ત' વિષે બે ગુજરાતી ખ્રિસ્તીઓના વાંધાઓ પણ આવેલા છે. 'સહજાનંદ સ્વામી'નું પુસ્તક સંપ્રદાયમાં અમાન્ય જેવું રહ્યું છે એમ કહેવાને હરકત નથી. આ સ્થિતિમાં પુસ્તક ફરીથી પ્રસિદ્ધ થાય તે પહેલાં ટીકાકારોની દૃષ્ટિથી મારે એ પુસ્તકો ફરી ફરી વિચારી જવાં જોઇએ અને એ જેમને ગમ્યાં હોય તેમને શા કારણથી ગમ્યાં એ જાણવું જોઇએ અને બીજી

આવૃત્તિને જરૂર પડે તો સુધારવી જોઈએ—એમ મને લાગ્યું. આ કારણથી બીજી આવૃત્તિ કાઢવા માટે મારો ઉત્સાહ મંદ હતો, પણ ભાઈ રણછોડજી મીસ્રીનો આગ્રહ ચાલુ જ હોવાથી છેવટે મારે એમની ઇચ્છાને વશ થઈ બીજી આવૃત્તિ કાઢવા અનુમતિ આપવી પડી છે.

'અનુમતિ આપી છે' એટલે, અર્થાત્, પુસ્તક ફરીથી સુધારી પણ ગયો છું, અને કેટલોક ભાગ ફરીથી લખી નાંખ્યો છે. પણ જે સુધારો કર્યો છે તેથી મારા ટીકાકારોને સંતોષી શકીશ એવી ખાતરી આપી શકતો નથી. ઊલટું, આ જીવનચરિત્રોના પ્રતાપી નાયકો પ્રત્યે મારું વલણ જ્યાં જ્યાં પહેલી આવૃત્તિમાં મોઘમ રહેલું હતું તે વધારે સ્પષ્ટ થયું છે.

આ જીવનચરિત્રમાળાનું નામ નવજીવન પ્રકાશન મંદિરે પહેલી આવૃત્તિમાં "અવતારલીલા લેખમાળા" રાખેલું અને તે મેં રહેવા દીધું હતું. પણ એ નામની યોગ્યતા વિષે મારા મનમાં શંકા હતી જ. 'અવતાર' શબ્દની પાછળ સનાતની હિંદુના મનમાં જે વિશેષ કલ્પના રહેલી છે, તે કલ્પના મને માન્ય નથી એ તો પહેલી આવૃત્તિની પ્રસ્તાવના વાંચતાં જ સ્પષ્ટ થાય છે; અને તે કલ્પનાની સાથે પોષાતી ભ્રામક માન્યતા કાઢી નાંખ્યા છતાં રામ-કૃષ્ણાદિક મહાપુરુષો પ્રત્યે પૂજ્યભાવ જાળવી રાખવો એ આ પુસ્તકનો એક હેતુ છે એમ કહેવામાં હરકત નથી. વળી 'અવતાર' શબ્દ સાથે 'લીલા' શબ્દનું જોડાણ વૈષ્ણવ સંપ્રદાયોમાં ખાસ પ્રકારની માન્યતા નિર્માણ કરે છે, અને 'લીલા' શબ્દ અનર્થમૂલક પણ થયો છે એમ મને લાગ્યું છે. આથી 'અવતાર-લીલા લેખમાળા' એ નામ કાઢી નાંખ્યું છે.

પણ, મેં પ્રસ્તાવનામાં 'અવતારી પુરુષો' એવા શબ્દો

આ ચરિત્રનાયકો વિષે વાપર્યા હતા અને તે ઉપરથી પ્રકાશકે 'અવતારલીલા લેખમાળા' એવું નામ રાખ્યું હોય એ સંભવિત છે. 'અવતારી' શબ્દ સ્વામિનારાયણ સંપ્રદાયમાં ખાસ અર્થમાં વપરાય છે, અને એનો અર્થ 'અવતાર કરાવનાર' અથવા 'રામ–કૃષ્ણાદિક અવતારોનો પણ નિયંતા' એવો થાય છે. એ અર્થમાં પણ મેં એ શબ્દ વાપર્યો નહોતો. પણ મરાઠી ભાષામાં 'અવતારી પુરુષ' એક રૂઢિપ્રયોગ છે, અને તેનો અર્થ કેવળ વિશેષ વિભૂતિમાન પુરુષ એટલો જ થાય છે; અને એ રીતે શિવાજી, રામદાસ, તુકારામ, એકનાથ, લોકમાન્ય તિલક વગેરે કોઈ પણ લોકોત્તર કલ્યાણકર શક્તિ પ્રગટ કરનાર જન 'અવતારી પુરુષ' કહેવાય છે. એ શબ્દો વાપરવામાં મારા મનમાં એટલી જ કલ્પના હતી. પરંતુ ગૂજરાતીમાં એ શબ્દપ્રયોગ ન હોવાને લીધે એથી થોડોક ઘોંટાળો ઉત્પન્ન થયો છે, અને તેથી એ શબ્દપ્રયોગ આ આવૃત્તિમાંથી કાઢી નાંખ્યો છે.

આ ટૂંકાં ચરિત્રોની સાચી ઉપયોગિતા કેટલી? ઇતિહાસ, પુરાણ કે બૌદ્ધ–જૈન–ખ્રિસ્તી શાસ્ત્રોનો બારીક અભ્યાસ કરી, ચિકિત્સક વૃત્તિથી મેં કાંઈ નવું સંશોધન કર્યું છે એમ કહી શકાય એમ નથી. એ માટે વાચકે શ્રી. ચિંતામણિ વિનાયક વૈદ્ય કે શ્રી. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય વગેરેનાં વિદ્વત્તાપૂર્ણ પુસ્તકોનો અભ્યાસ કરવો જોઈએ. વળી ચરિત્રનાયકો વિષે અ-સાંપ્રદાયિક દૃષ્ટિ રાખ્યા છતાં રોજના ધાર્મિક વાંચનમાં ઉપયોગી થઈ શકે એવાં ઢબ કે વિસ્તારથી મારાં ચરિત્રો લખાયેલાં નથી. એવાં પુસ્તકની જરૂર છે એમ હું માનું છું, પરંતુ તે કાર્ય ઉપાડવા માટે જે અભ્યાસ જોઈએ તે માટે હું સમય કે શક્તિ મેળવી શકીશ એવો સંભવ જણાતો નથી. ત્યારે, મારી આ લેખમાળાનું પ્રયોજન આટલું જ છે.

માણસ સ્વભાવથી જ કોઈકને પૂજતો હોય છે જ: કેટલાકને દેવ કરીને પૂજે છે તો કેટલાકને મનુષ્ય સમજતો છતાં પૂજે છે. જેને દેવ કરીને પૂજે છે, તેને પોતાથી અલગ જાતિનો સમજે છે; જેને મનુષ્ય રાખીને પૂજે છે, તેને એ પોતાનો—ઓછોવત્તો—આદર્શ કરીને પૂજે છે. રામ-કૃષ્ણ-બુદ્ધ-મહાવીર-ઈશુ વગેરેને જુદી જુદી પ્રજાના લોકો દેવ બનાવી—અ-માનવ કરી—પૂજતા આવ્યા છે. એને આદર્શ કરી એના જેવા થવાની હોંશ રાખી પ્રયત્ન કરી પોતાનો અભ્યુદય સાધવો એમ નહિ, પણ એનું નામોચ્ચારણ કરી, એમાં ઉદ્ધારક શક્તિનું આરોપણ કરી તેમાં વિશ્વાસ મૂકી પોતાનો અભ્યુદય સાધવો એ આજ સુધીની આપણી રીત છે. એ રીત ઓછીવત્તી પણ અંધશ્રદ્ધા—એટલે બુદ્ધિ ન ચાલે ત્યાં સુધીની જ માત્ર શ્રદ્ધા નહિ પરંતુ બુદ્ધિનો વિરોધ કરનારી શ્રદ્ધાની છે. વિચાર આગળ એ ટકી શકતી નથી.

જુદા જુદા મહાપુરુષોમાં એ દેવભાવ વધારે દૃઢ બનાવવાનો પ્રયત્ન એ જ સર્વે સંપ્રદાયોના આચાર્યો, સાધુઓ, પંડિતો વગેરેનાં જીવનકાર્યનો ઇતિહાસ થયો છે. એમાંથી ચમત્કારોની, ભૂતકાળમાં થયેલી આગાહીઓની, અને ભવિષ્ય કાળ માટે કરેલા અને સાચા પડેલા વર્તારાઓની આખ્યાયિકાઓ રચાયેલી છે, અને એનો વિસ્તાર એટલો બધો વધી ગયો છે કે જીવનચરિત્રમાંથી સેંકડે નેવું કે એથી વધારે પાનાં એ જ વસ્તુથી ભરેલાં હો છે. આનું સામાન્ય જનતાના મન ઉપર એવું પરિણામ થયું છે કે માણસની એનામાં રહેલી પવિત્રતા, લોકોત્તર શીલ-સંપન્નતા, દયા આદિ સાધુ અને વીર પુરુષના ગુણોને લીધે એની કિંમત એ આંકી શકતા નથી, પણ ચમત્કારની અપેક્ષા રાખે છે, અને ચમત્કાર કરવાની શક્તિ હોવી એ

નું આવશ્યક લક્ષણ માને છે. શિલાની અહલ્યા કરવાની,
ી ટચલી આંગળી પર ઊંચકવાની, સૂર્યને આકાશમાં
રાખવાની, પાણી પરથી ચાલી જવાની,
માણસોને એક ટોપલી રોટીથી જમાડવાની, મર્યા
ાજીવન થવાની—વગેરે વગેરે દરેક મહાપુરુષના
આવતી વાર્તાઓના રચનારાઓએ જનતાને આ રીતે
ષ્ટિબિંદુમાં ચઢાવી દીધી છે. આવા ચમત્કારો કરી
ની શક્તિ સાધ્ય હોય તો યે તેથી જ કોઈ માણસ
કહેવડાવવાને લાયક ન ગણાવો જોઈએ. મહાપુરુષોની
કરવાની શક્તિ કે 'અરેબિયન નાઈટ્સ' જેવાં
ાં આવતી જાદુગરોની શક્તિ એ બેઉની કિંમત
િની દૃષ્ટિએ સરખાં જેવી જ છે. એવી શક્તિ
કોઈ પૂજાપાત્ર ન થવો જોઈએ. રામે શિલાની
કરી, કે પાણી પર પથ્થર તરાવ્યા એ વાત કાઢી
કૃષ્ણ કેવળ માનુષી શક્તિથી જ પોતાનું જીવન
ેમ કહીએ, ઈશુએ એક પણ ચમત્કાર બતાવ્યો
એમ માનીએ, છતાં રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર,
રે પુરુષો માનવજાતિના શું કામ પૂજાપાત્ર છે
ી આ ચરિત્ર આલેખવાનો પ્રયત્ન છે. એ કેટલાકને
એ સંભવિત છે; પણ એ જ સાચી દૃષ્ટિ છે એમ
ાતરી છે અને તેથી એ રીતને ન છોડવાનો મેં
ાખ્યો છે.

હાપુરુષોને નિહાળવાનું આ દૃષ્ટિબિંદુ જેમને માન્ય
ને માટે આ પુસ્તક છે.

ાર્ચ
૩૦ } કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા
૧૯૨૫

# પ્રસ્તાવના

આ નાનકડી પુસ્તકમાળામાં જુદી જુદી પ્રજાઓમાં અતિશય પૂજાયેલા કેટલાક મહાપુરુષોનો ટૂંકો જીવનપરિચય કરાવવા ધાર્યું છે. આ પરિચય કરાવવામાં જે દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખ્યું છે એ વિષે બે શબ્દ લખવા આવશ્યક છે.

આપણે હિન્દુઓ માનીએ છીએ કે જ્યારે પૃથ્વી પરથી ધર્મનો લોપ થાય છે, અધર્મ વધી પડે છે, અસુરોના ઉપદ્રવથી સમાજ પીડાય છે, સાધુતાનો તિરસ્કાર થાય છે, નિર્બળનું રક્ષણ થતું નથી, ત્યારે પરમાત્માના અવતારો પ્રકટ થાય છે. પણ અવતારો કેવી રીતે પ્રકટ થાય છે, એ પ્રકટ થાય ત્યારે એમને કેવે લક્ષણે ઓળખવા અને એમને ઓળખીને અથવા એમની ભક્ત કરીને આપણા જીવનમાં કેવા ફેરફાર કરવા એ જાણવું જરૂરનું છે.

સર્વત્ર એક પરમાત્માની શકિત—સત્તા—જ કાર્ય કરી રહી છે. મારામાં—તમારામાં—સર્વેમાં એક જ પ્રભુ વ્યાપી રહ્યો છે. એની જ શકિતથી સર્વેનું હલન—ચલન—વલણ છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, ઇશુ વગેરેમાં પણ એ જ પરમાત્માની શકિત હતી. ત્યારે આપણામાં અને રામ કૃષ્ણાદિકમાં શો ફેર ? એ પણ મારા—તમારા જેવા જ મનુષ્ય દેખાતા હતા: એમને પણ મારી—તમારી માફક દુઃખો વેઠવાં પડયાં હતાં અને પુરુષાર્થ કરવો પડયો હતો; છતાં આપણે એમને અવતાર શા માટે કહીએ છીએ ? હજારો વર્ષ વીતી ગયાં છતાં શું કામ આપણે એમને પૂજીએ છીએ ?

'આત્મા સત્યકામ—સત્યસંકલ્પ છે' એવું વેદવચન છે. જે આપણે ધારીએ, ઇચ્છીએ તે પ્રાપ્ત કરી શકીએ એવો એનો અર્થ થાય છે. જે શક્તિને લીધે આપણી કામનાઓ

સિદ્ધ થાય છે એને જ આપણે પરમેશ્વર—પરમાત્મા—બ્રહ્મ—કહીએ છીએ. જાણેઅજાણે પણ એ જ પરમાત્માની શક્તિનું આલમ્બન—શરણ—લઇ આપણે જે સ્થિતિમાં આજે છીએ તે સ્થિતિ પ્રાપ્ત કરી છે; અને ભવિષ્યમાં જે સ્થિતિ પ્રાપ્ત કરીશું તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને કરીશું. રામ—કૃષ્ણે પણ એ જ શક્તિનું આલમ્બન લઈ પૂજનીય બને એવું પદ પ્રાપ્ત કર્યું હતું; હવે પછી જે મનુષ્યજાતિના પૂજાપાત્ર થશે તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને. આપણામાં અને એમનામાં ફરક એટલો કે આપણે મૂઢપણે—અજાણપણે એ શક્તિનો ઉપયોગ કરીએ છીએ; એમણે બુદ્ધિપૂર્વક એનું આલમ્બન લીધેલું.

બીજો ફરક એ કે આપણે આપણી ક્ષુદ્ર વાસનાઓને તૃપ્ત કરવા પરમાત્મા શક્તિનો ઉપયોગ કરીએ છીએ. મહાપુરુષની આકાંક્ષાઓ, એમના આશયો મહાન અને ઉદાર હોય છે; એને જ માટે એ આત્મબળનો આશ્રય લે છે.

ત્રીજો ફરક એ કે સામાન્ય જનસમાજ મહાપુરુષોનાં વચનોને અનુસરનારો અને એમના આશ્રયથી તથા એમના ઉપરની શ્રદ્ધાથી પોતાનો ઉદ્ધાર માનનારો હોય છે. જૂનાં શાસ્ત્રો એ જ એમનો આધાર હોય છે. મહાપુરુષો કેવળ શાસ્ત્રોને અનુસરનારા નથી હોતા; એ શાસ્ત્રોના રચનારા અને ફેરવનારા પણ થાય છે. એમનાં વચનો એ જ શાસ્ત્રો થાય છે અને એમનાં આચરણો એ જ અન્યને દીવાદાંડી રૂપ થાય છે. એમણે પરમતત્ત્વ ઓળખી લીધું છે. એમણે પોતાનું અન્તઃકરણ શુદ્ધ કર્યું છે. એવા સજ્ઞાન, સવિવેક અને શુદ્ધ ચિત્તને જે વિચાર સૂઝે, જે આચરણ યોગ્ય લાગે તે જ સચ્છાસ્ત્ર, તે જ સદ્ધર્મ. કોઇ પણ બીજાં શાસ્ત્રો એમને બાંધી શકતાં નથી કે એમના નિર્ણયમાં ફરક પાડી શકતાં નથી.

આપણે આપણા આશયોને ઉદાર બનાવીએ, આપણી આકાંક્ષાઓને ઉચ્ચ બાંધીએ અને પ્રભુની શકિતનું જ્ઞાનપૂર્વક આલમ્બન લઇએ તો આપણે અને અવતાર ગણાતા પુરુષો તત્ત્વતઃ જુદા નથી. વીજળીની શક્તિ ઘરમાં ગોઠવાયેલી છે; એનો ઉપયોગ આપણે એક ક્ષુદ્ર ઘંટડી વગાડવામાં કરી શકીએ તેમજ તે વડે દીવાની પંકિતથી આખા ઘરને શણગારી શકીએ. તે જ પ્રમાણે પરમતત્ત્વ આપણા પ્રત્યેકના હૃદયમાં વિરાજી રહ્યું છે; એની સત્તા વડે આપણે એક ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરી શકીએ અથવા મહાન અને ચારિત્રવાન થઈ સંસારને તરી જઇએ અને બીજાને તારવામાં મદદગાર થઇએ.

મહાપુરુષોએ પોતાની રગેરગમાં અનુભવાતા પરમાત્માના બળથી પવિત્ર થવા, પરાક્રમી થવા, પરદુઃખભંજન થવા આકાંક્ષા ધરી. એમણે એ બળ વડે સુખદુઃખથી પર, કરુણહૃદયી, વૈરાગ્યવાન, જ્ઞાનવાન અને પ્રાણીમાત્રના મિત્ર થવા ઇચ્છા કરી. સ્વાર્થના ત્યાગથી, ઈંદ્રિયોના જયથી, મનના સંયમથી, ચિત્તની પવિત્રતાથી, કરુણાની અતિશયતાથી પ્રાણીમાત્ર તરફના અત્યન્ત પ્રેમથી, બીજાનાં દુઃખોનો નાશ કરવા પોતાની સર્વ શકિત અર્પણ કરવા માટેની નિરન્તર તત્પરતાથી, પોતાની અત્યંત કર્તવ્યપરાયણતાથી, નિષ્કામ-તાથી, અનાસકિતથી અને નિરહંકારીપણાથી, ગુરુજનોને સેવી તેમના કૃપાપાત્ર થવાથી એ મનુષ્યમાત્રને પૂજનીય થયા.

આપણે ધારીએ તો આપણે પણ એવા પવિત્ર થઇ શકીએ, એવા કર્તવ્યપરાયણ થઇ શકીએ, એટલી કરુણા વૃત્તિ કેળવી શકીએ, એવા નિષ્કામ, અનાસકત અને નિર-હંકારી થઈ શકીએ. એવા થવાનો આપણો નિરન્તર પ્રયત્ન રહે એ જ તેમની ઉપાસના કરવાનો હેતુ. જેટલે અંશે

આપણે એમના જેવા થઇએ તેટલે અંશે જ આપણે એમની સમીપ પહોંચ્યા કહેવાય. જો આપણો એમના જેવા થવા પ્રયત્ન ન હોય તો આપણે કરેલું એમનું નામસ્મરણ પણ વૃથા છે, અને એ નામસ્મરણથી એમની સમીપ જવાની આશા રાખવી પણ વૃથા છે.

આ જીવન-પરિચય વાંચી વાંચનાર મહાપુરુષોને પૂજતો થાય એટલું બસ નથી. એમની મહત્તા શાને લીધે છે તે પારખવા શકિતમાન થાય અને તેમના જેવા થવા પ્રયત્નશીલ થાય તો જ આ પુસ્તક વાંચવાનો શ્રમ સફળ થયો ગણાય.

છેવટમાં એક વાકય લખવું ઘટે છે. આમાં જે કાંઈ નવું છે તે વિચારો મને પ્રથમ સૂઝયા છે એમ નથી કહી શકતો. મારા જીવનના ધ્યેયમાં તથા ઉપાસનાના દૃષ્ટિ-બિન્દુમાં પરિવર્તન કરી નાંખનાર, મને અંધારામાંથી અજવાળામાં લઈ જનાર મારા પૂજ્યપાદ ગુરુદેવનો એ માટે હું ઋણી છું. છતાં એમાં જે ખામી હોય તે મારા જ વિચાર અને ગ્રહણશક્તિની સમજવી.

રામ અને કૃષ્ણના લેખો માટે હું રા. બા. ચિન્તામણિ વિનાયક વૈદ્યનાં એ અવતારોનાં ચરિત્રોના ગૂજરાતી અનુવાદકોનો અને બુદ્ધદેવના ચરિત્ર માટે શ્રી. ધર્માનંદ કોસંબીના 'બુદ્ધલીલા-સાર-સંગ્રહ' અને 'બુદ્ધ, ધર્મ અને સંઘ'નો ઋણી છું. મહાવીરની વસ્તુ બહુધા હેમાચાર્ય કૃત 'ત્રિષષ્ઠિ શલાકા પુરુષ'ને આધારે છે અને ઇશુ માટે 'બાઇબલ'નો ઉપયોગ કર્યો છે.

માગસર વદ ૧૧, સંવત ૧૯૮૫ } કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૧૮ | ભક્તિમર્ગી | ભક્તિમાર્ગી |
| ૨૪ | ૭ | હથમાં | હાથમાં |
| ૩૭ | ૧૭ | "...વાત નથી." પછી ઉમેરો— વળી, એક બાજુથી વાનરોને વનચર ગણી શિકારના નિયમોનો આધાર લેવો, અને બીજી બાજુથી એમનાં સ્ત્રી–પુરુષના સંબંધોને સંસ્કારી મનુષ્ય સમાજના નિયમો લાગૂ પાડી તેની ધર્મ્યા–ધર્મ્યતા તપાસવી એ પણ વાજબી લાગતું નથી. | |
| ૪૯ | ૮ | પુરવો | પુરાવો |
| ૯૧ નીચેથી | ૨ | વભવશાળી | વૈભવશાળી |
| ,, | છેલ્લી | આપવા | આપવાં |
| ૯૨ | ૧૫ | માંડય | માંડયું |
| ૧૦૦ | ૧૪ | વીધે | બાણુથી વીંધે |
| ૧૦૩ | ૩ | પુરુષમેધ | પુરુષમેધ* |
| ૧૦૯ | ૧૦ | આપ્યું | આપ્યું* |
| ,, | | નીચે નોંધ ઉમેરો | પાછળ નોંધ જુઓ |
| ૧૧૧ | ૧૧ | ચાર | બે |
| ૧૧૬ નીચેથી | ૩ | પ્તિપ્રા | પ્રાપ્તિ |

## બાલકાણ્ડ

શ્રી રામચંદ્રના પ્રતાપી ચરિત્રથી ભાગ્યે જ કોઈ હિન્દી વાચક અજાણ્યો હોઈ શકે.

રામચરિત્ર રામાયણ લખાયાને કેટલી સદીઓ થઈ ગઇ તેનો પત્તો લગાડવો આજે મુશ્કેલ છે. રામાયણમાં ઐતિહાસિક તત્ત્વ કેટલું છે અને કવિએ રચેલી કથાનો ભાગ કેટલો છે તે ઠરાવવું લગભગ અશક્ય છે; અને તે ઠરાવવામાં બહુ પ્રયોજન પણ રહ્યું નથી. કારણ વાલ્મીકિ અને ત્યાર પછીના સેંકડો કવિઓએ રામ કથાને જુદી જુદી રીતે પ્રજાના હૃદયમાં એટલી ઊંડે ઉતારી છે અને એટલી સત્યવત્ બનાવી મૂકી છે કે સાચી હકીકતો પણ એથી વધારે સત્યવત્ ભાગ્યે જ લાગી શકે. છતાં રામાયણ એક પ્રાચીન કાવ્ય છે એ યાદ રાખવું જોઈએ. તેથી અદ્ભુત રસ જમાવવા માટે એમાં અમાનુષી—દૈવી—ચમત્કારિક વાતો સહેજે આવી છે. એ અદ્ભુત વાતો એવી રીતે ગૂંથાયેલી છે કે તેને તદ્દન છોડી દઈને રામાયણની વાત કહેવી શક્ય નથી. આ ઉપરાંત પાછલા કવિઓએ અને, રામની ઈશ્વરના અવતારમાં ગણના થવા માંડયા પછી, ભક્તિમાર્ગી કવિઓએ તેમાં ચમત્કાર અને અદ્ભુત રસનો એટલો ઉમેરો કર્યો છે કે મૂળ વાલ્મીકિની વાત ઢંકાઈ ગયા

જેવી ચે થઈ છે. વાતોના પ્રવાહ સાથે સંબંધ નહોય તેવી વાતો અહીં છોડી દીધી છે. રામનાં ચરિત્રોને અતિપ્રાકૃત–દૈવી શક્તિથી બનેલાં–દર્શાવવા લખાયેલી જે વાતો લાગી છે તે છોડી દીધી છે. છતાં કેટલીક અદ્‌ભુત રસની વાતો આવ્યા વિના રહી નથી. એ કાઢી નાંખવા માટે વળી એક નવા રામ બનાવવા પડે. વાચકે એવી વાતોને 'નવલકથા'થી વધારે મહત્ત્વ ન આપવું જોઇએ. એટલું બાદ કરતાં અનેક પ્રકારના માણસાઇના અને ઉત્તમ પુરુષના આદર્શો બતાવનારા આ કાવ્યમાંથી રામચરિત્ર કેવું ભાસે છે, તે રીતે આ નાનકડું ચરિત્ર લખાયું છે.

રામમહિમા

૨. નાનકડા અયોધ્યા જિલ્લાના અધિપતિ કરતાં અનેક મોટા ચક્રવર્તી અને પરાક્રમી રાજાઓ હિન્દુસ્થાનમાં થઇ ગયા. છતાં, જાણે ગઈ કાલે જ રામચરિત બન્યું હોય એટલો એમનો યશ અને એમના પ્રતિની ભક્તિ હજુ સુધી હિન્દુ હૃદયમાં સ્ફુર્યો કરે છે. આજની રાક્ષસ જેવી વિશાળ બ્રિટિશ સલ્તનતના સિંહાસન પર બેસનારા શહેનશાહને તુચ્છ ગણે એવા સમ્રાટો પણ કદાચ કોઈ કાળે પૃથ્વી પર અસ્તિત્વમાં આવે અને કાળની અનંતતામાં લીન થઇ જાય; એમના કાળમાં એમના હાથ તળે દબાયેલી પ્રજાઓ કદાચ એમનો જયજયકાર પણ કરે. છતાં, "રાજા રામચંદ્ર કી જય" એ ઘોષણા ભૂલાવવાને અને એ જયકારમાં

ઝળકતા ચિરંજીવ યશ અને અતુલ્ય ભક્તિને હઠાવવાને કોઇ મહીપતિઓ સમર્થ ન થાય એ સંભવિત છે. કોઇ આખા જગતનો સમ્રાટ થઇ શકે; રાવણના રાજ્ય કરતાં યે વધારે મોટી બ્રિટિશ સલ્તનતને ધૂળમાં રગદોળી નાંખે એવો કોઈ પરાક્રમી પુરુષ ભૂતળ ઉપર પેદા થઇ શકે; છતાં એ રામરાજાના યશને જીતી ન શકે એવું બને. રામને કોઇ જીતી શકશે તો તે રામનો ઉપાસક જ. જે પૂર્ણપણે રામના ઉદાર ચરિત્રોને પોતાનો આદર્શ બનાવી, તે પ્રમાણે પોતાનું જીવન ઘડશે, અને એ અર્થમાં રામ રૂપ થશે તે જ રામને જીતશે. આ જીવન વાંચનારના મનમાં રામ રૂપ થઇ રામને જીતવા અભિલાષા થાઓ.

જન્મ

૩. ભારતવર્ષના ક્ષત્રિયોમાં ઇક્ષ્વાકુ[૧] કુળ અત્યંત પ્રતાપી થઇ ગયેલું જણાય છે. જે જે પ્રતાપી રાજાઓની કીર્તિ હિન્દુસ્થાનની પ્રજાઓ ગાય છે તેમાંના અનેકની વંશપરમ્પરા ઇક્ષ્વાકુ

૧ સૂર્યવંશી ક્ષત્રિયોનો આદિપુરુષ. વિવસ્વાન્ (સૂર્ય) નો પુત્ર મનુ અને મનુનો પુત્ર ઇક્ષ્વાકુ એવી કથા છે. ગીતામાં ચોથા અધ્યાયના પહેલા શ્લોકમાં જે વિવસ્વાન્ અને મનુનાં નામ છે તે આ જ. ઇક્ષ્વાકુ વંશની આગળ જતાં ઘણી શાખાઓ પડી ગઇ. રામનું રઘુકુળ એમાંની એક શાખા. રઘુના વંશજો તે રાઘવો; માટે રામને રાઘવ, રઘુપતિ વગેરે ઉપનામો દેવાય છે.

કુળ સાથે જોડવામાં આવે છે. સગર,[1] દિલીપ,[1] ભગીરથ,[1] હરિશ્ચંદ્ર,[2] બુદ્ધ,[3] મહાવીર,[3] વગેરે સર્વ ઇક્ષ્વાકુ કુળના હતા એવું જણાવવામાં આવે છે.

૪. કોસલ પ્રાન્ત—એટલે અયોધ્યાની આજુબાજુના મુલક—માં ઘણાં વરસો સુધી રઘુ વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેમાં દશરથ નામે એક રાજા થઇ ગયા. એને કૌસલ્યા[4], સુમિત્રા અને કૈકેયી[4] નામે રાણીઓ હતી. દશરથને છેક પાકી ઉંમરે ચાર પુત્રો થયા. મોટા શ્રી રામ કૌસલ્યાને પેટે, લક્ષ્મણ અને શત્રુઘ્ન સુમિત્રાને ઉદરે અને ભરત કૈકેયીની કૂખે અવતર્યાં. રામનો જન્મ ચૈત્ર સુદી નવમીને દિવસે

---

૧ સગર, દિલીપ, ભગીરથ—રાઘવોના પૂર્વજો-જેમણે અનેક વર્ષો સુધી પ્રચંડ પ્રયત્નો કરી ગંગાને ભારતવર્ષમાં વહેતી કરી. એમાં સૌથી મોટો અને યશસ્વી પ્રયત્ન ભગીરથ રાજાનો હતો. તે ઉપરથી 'ભગીરથ' શબ્દ બહુ ભારે—પ્રચંડ એ અર્થમાં 'પ્રયત્ન'ના વિશેષણ તરીકે વપરાય છે.

૨ હરિશ્ચંદ્ર—સત્યવાદી. પરાક્રમમાં પાછા હઠવું નહિ, અને એકવાર કરેલી પ્રતિજ્ઞા પ્રાણ જતાં યે તોડવી નહિ, એ રઘુવંશી ક્ષત્રિયોનો કુલધર્મ ગવાયો છે. रघुकुल रीति सदा चलि आई । प्राण जाय पर बचन न जाई ॥ (તુલસીદાસ)

૩ બુદ્ધ, મહાવીર—ઇક્ષ્વાકુ કુળની બીજી બે શાખાઓ-શાક્ય અને જ્ઞાતૃ નામની-તેમાં આ બે મહાપુરુષોનો જન્મ થયેલો મનાય છે.

૪ કૌસલ્યા, કૈકેયી—એટલે કોસલ અને કેકય પ્રાન્તની. કેકય પ્રાન્ત પંજાબ અને કાશ્મીર વચ્ચે સમાઈ જાય.

મધ્યાહ્ને ઉજવવામાં આવે છે; અને ભરતનો ત્યાર પછી એકાદ દિવસમાં અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન ત્યાર પછી એકાદ દિવસે જોડીયા ભાઇ તરીકે જન્મ્યા હતા એમ માનવાની પદ્ધતિ છે. ચારે ભાઇઓના વયમાં નામનો જ તફાવત હતો, છતાં એટલા અલ્પ કાળના અન્તરથી થયેલા વડીલ પ્રત્યે પણ નાનાએ પૂર્ણ આજ્ઞાધીનપણે વર્તવું એવી એમને કેળવણી આપવામાં આવી હતી. હવે બાળક થવાની આશા નથી એમ તદ્દન નિરાશ થયેલા વૃદ્ધ પિતાને અણધાર્યા ચાર છોકરાઓ થવાથી તેમના ઉપર એને અતિશય પ્રેમ હતો, અને ચારે ભાઇઓ પણ માતાપિતા અને ગુરુને જ દેવ સમાન જાણતા હતા.[1] છોકરાઓની જેવી માબાપ પ્રતિ દૃઢ ભક્તિ હતી તેવી જ પરસ્પર ગાઢ પ્રીતિ હતી. રામ ભરતને પોતાના પ્રાણ સમાન ગણતા, અને લક્ષ્મણ તો જાણે પોતાની છાયા જ હોય નહિ એમ એને સાથે રાખતા. આપણે સાવકા છીએ એવો તો એમને ખ્યાલે ઉત્પન્ન થતો નહિ.

૫. છોકરાઓને પૌગણ્ડાવસ્થા[2] પ્રાપ્ત થયા પછી એક

---

૧ વેદમાં પણ मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव। अतिथिदेवो भव। એ જ ઉપનિષદ્, એ જ આદેશ, એ જ આજ્ઞા છે, એ જ પ્રમાણે ઉપાસના કરવી, એમ કહ્યું છે. ( જુઓ તૈત્તિરિય ઉપનિષદ્ ૧–૧૧. )

૨ પાંચ વર્ષ સુધી બાળક શિશુ કહેવાય, બાર વર્ષ સુધી કુમાર; બારથી સોળ પુગણ્ડ, સોળથી વીસ કિશોર અને ત્યાર પછી યુવાન.

**વિશ્વામિત્રની સાથે**

વાર વિશ્વામિત્ર[1] ઋષિ દશરથ રાજાના દરબારમાં આવી ચઢ્યા. વિશ્વામિત્રે એક યજ્ઞ શરૂ કર્યો હતો. એ યજ્ઞમાં કેટલાક રાક્ષસો[2] વિઘ્ન નાંખતા હતા. વિશ્વામિત્રે યજ્ઞની દીક્ષા લીધેલી હોવાથી એમનાથી શત્રુઓ સામે લડી શકાય એમ નહોતું. એથી તેમણે રામ અને લક્ષ્મણને મદદમાં મોકલવા દશરથને વિનંતિ કરી. પુત્ર પ્રતિના મોહને લીધે દશરથ બાળકોને આવા જોખમમાં નાંખવા ઇચ્છતા નહોતા, પણ વિશ્વામિત્રના અત્યંત આગ્રહથી, એમની માગણી સાંભળ્યા પહેલાં જ એ મંજુર કરવાનું પહેલેથી વચન આપી દીધેલું હોવાથી, અને વસિષ્ઠની સમજાવટથી છેવટે એમણે રામ–લક્ષ્મણને વિશ્વામિત્રના હાથમાં સોંપ્યા. વિશ્વામિત્રે તો ખરું જોતાં આ સાહાય્ય માગવામાં રઘુકુળ ઉપર ઉપકાર જ કર્યો હતો. ધનુર્વિદ્યા અને અસ્ત્રવિદ્યામાં વિશ્વામિત્ર નિપુણ હતા. એમણે બે ભાઈઓને પોતાની સર્વ યુદ્ધકળા શીખવી અને તેમને ઉત્તમ યોદ્ધા બનાવ્યા. એ વિદ્યાના બળથી રામ–લક્ષ્મણે વિશ્વામિત્રના શત્રુઓનો નાશ કરી એમનો યજ્ઞ નિર્વિઘ્ન પાર પાડ્યો. યજ્ઞમાંથી પરવારી વિશ્વામિત્રે બેઉ કુમારોને પ્રવાસ કરાવવા માંડ્યો. અનેક

---

૧ વિશ્વામિત્રનાં પરાક્રમ, તપ, વસિષ્ઠ સાથેની લડાઈ, બ્રહ્મર્ષિ થવાની ઇચ્છા વગેરે બાબતો તથા વસિષ્ઠની વાતો જાણવા જેવી છે.

૨. જુઓ પાછળ નોંધ.

પ્રાન્તોમાં ફેરવી ત્યાંની જમીન, નદીઓ, ઉત્પત્તિ, પ્રજા, તેમનાં ઇતિહાસ અને રીતરિવાજ વગેરેનું એમણે એઉ ભાઇઓને સારું જ્ઞાન આપ્યું. એમ ફરતાં ફરતાં તેઓ મિથિલાનગરી[1]માં આવી પહોંચ્યા. ત્યાંના નરેશ જનકને[2] સીતા નામે એક કન્યા હતી. જનક પાસે એક મોટું શૈવ ધનુષ્ય[3] હતું. એ ધનુષ્યને જે ચઢાવે તેને સીતા પરણાવવી એવી જનકે પ્રતિજ્ઞા કરેલી હતી. અનેક રાજાઓ એ પરીક્ષા આપવા આવી ગયા હતા, પણ ધનુષ્યને ઊંચકી ન શકવાથી લજ્જાયમાન થઇને ચાલ્યા ગયા હતા. વિશ્વામિત્રના કહેવાથી જનકે એ ધનુષ્ય રામને દેખાડવા મંગાવ્યું. વિશ્વામિત્રની આજ્ઞાથી રામે ગુરુને પ્રણામ કરી ડાબા હાથે તેને સહેલાઇથી ઊંચકી લીધું અને જમણે હાથે દોરી ચઢાવવા ગયા. પણ, તેમ કરવા જતાં જ તે ભાંગી ગયું. રામચંદ્રના આ પરાક્રમથી જનક અતિશય પ્રસન્ન થયા અને તાબડતોબ દશરથ રાજાને તેડાવવા માણસ મોકલ્યો. અયોધ્યાવાસી આવી પહોંચતાં જનકે રામ-સીતાનાં લગ્ન કર્યાં અને પોતાની બીજી પુત્રી અને

---

૧ હાલના દરભંગા આગળ.

૨ જનક એ સીતાના પિતાનું નામ હતું એમ સામાન્ય સમજુત છે. એ બરાબર નથી. જનક એ મિથિલાના રાજાઓની અટક જેવું માલમ પડે છે. જેમ હૈદ્રાબાદના નિઝામ, તેમ મિથિલાના જનક.

૩. જુઓ પાછળ નોંધ.

બે ભત્રીજીઓ પણ અનુક્રમે લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નને વરાવી.

૬. લગ્નમાંથી પરવારી સર્વે અયોધ્યા આવવા નીકળ્યા.

પરશુરામ

રસ્તામાં એમને ક્ષત્રિયોના શત્રુ પરશુરામ[1] મળ્યા. એનુ શરીર ખૂબ ઊંચું અને જબરું હતું. માથા પર જટાનો ભાર હતો. નેત્ર લાલચોળ હતાં. એક ખાંધ પર મોટી ફરશી હતી અને બીજી ખાંધ પર એક મોટું ભયંકર વૈષ્ણવી ધનુષ્ય ભરાવેલું હતું. રામે શિવધનુષ્ય ભાંગ્યાની વાત સાંભળતાં જ એને બીક લાગી હશે કે રખેને કોઇ બળવાન ક્ષત્રિય જાગી ઊઠે અને બ્રાહ્મણોને પીડા કરે; માટે તે વિશેષ બળવાન થાય તે પહેલાં જ એનો નિકાલ લાવવો એ ઇચ્છાથી એણે રામને વૈષ્ણવી ધનુષ્ય ચઢાવી એની સાથે યુદ્ધ કરવા નોતર્યો. રામને ધનુષ્ય ચઢાવતાં જોતાં જ પરશુરામનો મદ ઊતરી ગયો. એ નિસ્તેજ થઇ ગયા. પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરવાને અત્યાર અગાઉ એમણે જે તપશ્ચર્યા કરી હતી તે સર્વે પાણીમાં ગઈ એમ એમને લાગ્યું અને તેથી રામની વન્દના કરી એ ફરી તપ[2] કરવા ચાલ્યા ગયા.

---

૧ પરશુરામ વિષે વિદ્યાર્થીએ વધારે વાતો શિક્ષક પાસેથી સાંભળી લેવી. એની માતાપિતા તરફની ભક્તિ અને અદ્ભુત પરાક્રમો જાણવા જેવાં છે.

૨ જુઓ પાછળ નોંધ.

૧૫૦૨૪

## અયોધ્યાકાણ્ડ

યુવરાજપદ

કેટલાંક વર્ષ આનન્દમાં ચાલ્યાં ગયાં. દશરથ દિવસે દિવસે ઘડપણથી અશક્ત થતા હતા. તેથી એમણે એક દિવસ પોતાના રાજ્યના વિદ્વાન બ્રાહ્મણો, માંડલિક ક્ષત્રિયો અને વૃદ્ધ પુરુષોની સભા ભેગી કરી અને રામને યુવરાજ નીમવા વિષે તેમનો અભિપ્રાય પૂછ્યો. સભાએ એકમતે એ પ્રસ્તાવ સ્વીકારી લીધો અને બીજે જ દહાડે રામનો યુવરાજ તરીકે અભિષેક કરવાનો નિશ્ચય કર્યો.

કૈકેયીનો કલહ

૨. આ વખતે ભરત પોતાને મોસાળ હતો. ભરતની ગેરહાજરીમાં એકાએક થયેલા આ ઠરાવથી કૈકેયીની એક દાસી મન્થરાને કપટનો વહેમ ગયો. એણે પોતાનો વહેમ કૈકેયીના ચિત્તમાં ભર્યો અને આ અભિષેક ગમે તેમ કરી અટકાવવા એને ઉશ્કેરી. એની શિખામણની કૈકેયી ઉપર પૂરી અસર થઇ. એણે કલહ કરવાનો નિશ્ચય કર્યો. એક વાર એક યુદ્ધમાં દશરથનું સારથિપણું કરી એણે બહાદુરીથી રાજાનો પ્રાણ બચાવ્યો હતો. રાજાએ આથી પ્રસન્ન થઇ એને બે વર આપવા તે વખતે વચન આપ્યું હતું. એ વરો માગવાની આ

સરસ તક છે એમ કૈકેયીને લાગ્યું. સાંજે દશરથ એના મહેલમાં આવે તે પહેલાં એણે ક્લેશ શરૂ કરવા માંડયો. અલંકારો ફેંકી દીધા, વાળ છૂટા કીધા, નવાં કાઢી નાંખી જૂનાં અને મેલાં વસ્ત્રો પહેરી લીધાં અને જમીન પર આળોટી એણે મોટેથી રડવા માંડયું. દશરથને મહેલમાં જતાં જ ક્લેશનું દર્શન થયું. પુષ્કળ કલ્પાંત કર્યા પછી કૈકેયીએ દશરથને પોતાના બે વર આપવા માગણી કરી. દશરથે તેમ કરવા વચન આપ્યું. વચનથી બાંધી લીધા પછી કૈકેયીએ પહેલા વરમાં રામને બદલે ભરતનો યુવરાજ તરીકે અભિષેક અને બીજા વરમાં રામને ચૌદ વર્ષ દેશનિકાલ ફરમાવવાની માગણી કરી. આવી માગણી થશે એવો દશરથને જરા યે ખ્યાલ નહોતો. એ તો બીજે દિવસે પોતાના પ્રિય પુત્રને યુવરાજ નીમવાના ઉમંગમાં હર્ષભેર પોતાની માનીતી રાણીને મહેલ આવ્યા હતા. પોતાની જ દરખાસ્તથી સવારે રામને યુવરાજપદ આપવા નક્કી કરી, અભિષેકને જ દિવસે એને કાંઈ પણ દોષ વિના ચૌદ વર્ષ વનવાસની શિક્ષા કેવી રીતે કરી શકાય? એક બાજુથી પ્રતિજ્ઞાનો ભંગ અને બીજી બાજુથી અન્યાયી કાર્ય કરવાના સંકટમાં દશરથ આવી પડયા.[1] એમાંથી છૂટવા એણે કૈકેયીને ઘણી

---

૧ દશરથે, આ સુદ્ધાં બે વાર, માગણી કેવા પ્રકારની થશે, એ વાજબી હશે કે નહિ એનો વિચાર કર્યા વિના એ સ્વીકારવાની પ્રતિજ્ઞા કરવાની ભૂલ કરી અને તેથી સંકટમાં આવી

સમજાવી. એને પગે પડયા. એની ધર્મબુદ્ધિને જાગ્રત કરવા પ્રયત્ન કર્યો. રામને આવી આજ્ઞા કરવાથી લોકોનો એમના ઉપર કેટલો અણગમો થાય તેનું ભાન કરાવ્યું. પણ કૈકેયી એકની બે થઇ નહિ. એ આખી રાત દશરથે શોકમાં અને કૈકેયીએ કંકાસમાં ગાળી.

દશરથનો શોક

૩. સવારના પહોરમાં અભિષેક માટે વસિષ્ઠે તૈયારી કરવા માંડી. ઘણો વખત થઇ ગયા છતાં દશરથ તૈયાર થઇ આવ્યા નહિ, તેથી તેણે એક સૂતને દશરથ રાજાને જગાડવા મોકલ્યો. સૂતે દશરથ અને કૈકેયીની સૂતકીના જેવી દશા જોઇ, પણ તે કશું સમજી શકયો નહિ. રાજા પણ શોક અને શરમના ઉભરાને લીધે કશું બોલી શકતો નહોતો. અન્તે કેટલીક વારે તેણે રામને તેડી લાવવા આજ્ઞા કરી. રામ તરત જ આવી રાજાની સામે ઊભા રહ્યા. પણ દશરથની જીભ જ ઉપડતી નહોતી. એમની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. રામ આ જોઈ ગભરાઇ ગયા અને કૈકેયીને કારણ પૂછવા લાગ્યા. દશરથ બોલે નહિ અને લાજ રાખી કૈકેયી મૂંગી રહે તો પોતાનો સ્વાર્થ બગડે, એ બીકથી કૈકેયીએ જ રાજાની વતી બોલવાનું શરૂ

---

પડયા. વિચાર્યા વિના કોઈની માગણી સ્વીકારવાની પ્રતિજ્ઞા કરી શકાય? અને તેમ કર્યો પછી એ પ્રતિજ્ઞા જાળવવા કોઈ નિર્દોષને અન્યાય કરી શકાય? પ્રતિજ્ઞા કર્યા પહેલાં કેટલો વિચાર કરવો જોઈએ, એ દશરથે ઠીક શીખવ્યું છે.

કર્યું. તેણે કહ્યું: "રામ, તારી બીકથી રાજા કંઈ બોલી શકતા નથી. પોતાના પ્રિય પુત્રને કડવી આજ્ઞા સંભળાવતાં એમની જીભ ઉપડતી નથી, માટે તે વાત હું તને કહું છું તે સાંભળ. પૂર્વે રાજાએ મને બે વરદાન આપવા વચન આપ્યું હતું. તે મેં આજે માગ્યાં અને એમણે મને આપ્યાં. પણ હવે પ્રાકૃત પુરુષની માફક એ પશ્ચાત્તાપ કરે છે. એ વરો સત્ય કરવાનું તારા હાથમાં છે. રામ, સર્વ ધર્મનું મૂળ સત્ય છે, એ તું અને સર્વ સજ્જનો જાણે છે. તે સત્ય તારે માટે રાજા કેમ છોડી શકે?"

૪. આ સાંભળી રામ બહુ દુઃખિત સ્વરે બોલ્યાઃ

રામનાં વ્રતો

"દેવિ, હું જો રાજાની આજ્ઞા ન પાળું તો મને ધિક્કાર છે. રાજાની આજ્ઞાથી હું અગ્નિમાં પણ પડવા તૈયાર છું. મને કહો રાજાની શી આજ્ઞા છે? રામ એકવચની, એકબાણી અને એકપત્નીવ્રતી છે. એ કોઈ દિવસ અસત્ય બોલતો જ નથી."

૫. આ પ્રમાણે રામને વચનથી બાંધી લઈ કૈકેયીએ પોતાને મળેલાં વરદાનો કહી સંભળાવ્યાં, અને રાજાની પ્રતિજ્ઞાને સત્ય કરવા તરત જ અયોધ્યા છોડી જવા જણાવ્યું. રામે એકદમ નીકળી જવા ખુશી બતાવી. આ સંવાદ સાંભળતાં જ દશરથ મૂર્છાવશ થઈ ગયા. આથી રામને બહુ દુઃખ લાગ્યું. એણે કૈકેયીને કહ્યુંઃ "દેવિ, મને કોઈ સામાન્ય માણસના જેવો અર્થલોભી

જાણો નહિ. ઋષિઓની જેમ હું પણ પવિત્ર ધર્મને પાળવાવાળો છું. માતાપિતાની સેવા કરવી અને એમની આજ્ઞા ઉઠાવવી, એથી હું કોઈ વધારે મોટો ધર્મ સમજતો જ નથી. તમે મને ખરેખરો સદ્‌ગુણી જાણ્યો નથી, નહિ તો તમે રાજાને આ દુઃખમાં નાંખત નહિ. તમારે જ મને વનવાસ જવાની આજ્ઞા કરવી ઘટતી હતી. જેમ રાજાની આજ્ઞા મને માન્ય છે, તેમ તમારી આજ્ઞા પણ મારે માથે છે. હશે. હવે હું માતાની આજ્ઞા લઇ, સીતાને સમજાવી હમણાં જ નીકળી જાઉં છું. ભરત બરાબર પ્રજાને પાળે અને રાજાની સેવા કરે એ જોજો, કારણ કે એ જ આપણો સનાતન ધર્મ છે."

સીતા અને લક્ષ્મણનો સાથ

૬. ત્યાંથી નીકળી રામ લાગલા જ કૌસલ્યાને મન્દિરે ગયા અને બનેલી સર્વે હકીકત એને કહી. આવું અણધાર્યું સંકટ આવવાથી કૌસલ્યાને જે દુઃખ થયું તેમાંથી એને શાન્ત કરવાં એ સહેલું નહોતું. પણ પ્રિય વચનોથી રામે એમને ધીરજ આપી અને એમનો આશીર્વાદ લઇ એ સીતાની પાસે જઇ પહોંચ્યા. સીતાએ રામ સાથે વનમાં જવા આગ્રહ કર્યો. પતિના ભાગ્યમાં પત્ની તરીકે પોતાનો અર્ધો હિસ્સો ભોગવવાનો એણે હક બતાવ્યો. રામ તેની વિનંતિનો અસ્વીકાર કરી શક્યા નહિ, તેથી એમને પણ સાથે જવાનું ઠર્યું. લક્ષ્મણે પણ રામના સાથી થવા ઇચ્છા દર્શાવી. સુમિત્રાની આજ્ઞા

લઈ તેમ કરવા રામે એને અનુમતિ આપી. વીરમાતા સુમિત્રાએ તરત જ રજા આપી અને કહ્યું: "દીકરા, રામને દશરથને ઠેકાણે ગણજે, મારે ઠેકાણે સીતાને ગણજે અને અરણ્યને અયોધ્યા માનજે."

વલ્કલ પરિધાન

૭. પોતાની સર્વ સંપત્તિનું દાન કરી દઇ રામ, લક્ષ્મણ અને સીતા દશરથની છેલ્લી આજ્ઞા માગવા ગયાં. દશરથે સર્વે કુટુમ્બીઓ અને મન્ત્રીઓને ભેગાં કર્યાં. થોડી વારમાં રામના વનવાસની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ અને અનેક નગરજનોની પણ રજવાડા આગળ ભીડ થઈ. કૈકેયીએ ત્રણેને માટે વલ્કલો લાવી મૂક્યાં. રામ અને લક્ષ્મણે એ પહેરી લીધાં, પણ સીતાને એ પહેરતાં આવડયાં નહિ. છેવટે રામે એ વસ્ત્રો એના રાજશાહી પોષાકની ઉપર જ બાંધી દીધાં. આ દેખાવ જોઇ બધા લોકોને કૈકેયીની નિષ્ઠુરતા માટે અતિશય ખોટું લાગ્યું. વસિષ્ઠે પણ એનો તિરસ્કાર કર્યો. એણે એમ પણ કહ્યું કે, રામ ભલે વચનથી બંધાઇને વનવાસ જાય, પણ સીતાએ એની સાથે જવાની જરૂર નથી. રામની અર્ધાંગના તરીકે એની વતી રાજ્ય ચલાવવાનો એને અધિકાર છે. કૈકેયી પોતાની હઠ ન છોડે તો સર્વ નગર-વાસીઓ સહિત પોતે પણ અરણ્યમાં જવાની ધમકી આપી. પણ કૈકેયીના ઉપર આ પ્રહારોની કશી અસર થઈ નહિ. એનું હૃદય પથ્થર બની ગયું હતું.

૮. અન્તે તેમને એક રથમાં બેસાડી દેશની હદ

બહાર છોડી આવવાની તૈયારીઓ થઇ. સર્વે વડીલોને પ્રણામ કરી ત્રણે જણ રથમાં બેઠાં. હજારો લોકો રથની ચારે બાજુએ ફરી વળ્યા, અને પાછળ દોડવા લાગ્યા. પિતા પણ પાછળ દોડવા મંડયા, પણ મૂર્છા ખાઇ જમીન પર પડયા. રામથી પિતાની આ સ્થિતિ જોઇ શકાતી નહોતી, છતાં એ પણ સહન કર્યે જ છૂટકો એમ વિચારી એમણે સૂતને રથ હાંકી મૂકવા આજ્ઞા કરી. કેટલાક લોકો રામની પાછળ જંગલમાં ગયા. રામે એમને પાછા વળવા કેટલી યે વાર સમજાવ્યા, પણ પ્રેમની અતિશયતાથી કોઇએ માન્યું નહિ. છેવટે સાંજને સુમારે તમસા નદી આગળ એક ઝાડ નીચે રામે રથ છોડાવ્યો. પ્રજાજનો પણ બિચારા ત્યાં જ સુઇ રહ્યા. કોઇએ તે દિવસે અન્ન ખાધું નહોતું. સવારના પહોરમાં રામે લક્ષ્મણને ઉઠાડયા, અને પ્રજાજનો જાગે તે પહેલાં રથ હંકાવી મૂકયો હોય તો જ લોકો પાછા ફરે એમ બન્નેએ વિચારી સૂતને તૈયાર થવા આજ્ઞા કરી. લોકોએ સવારના રામને ન દેખ્યા, એટલે શોક કરી નિરાશ થઇ પાછા અયોધ્યા ફર્યા.

*વનવાસ*

૯. સંધ્યાકાળને સુમારે રથ કોસલ દેશ વટાવી ગયો અને ભાગીરથીના તટ પર આવી ઊભો રહ્યો. અહીં ભીલોનું એક સંસ્થાન હતું. ત્યાંનો રાજા ગુહ રામનો મિત્ર થતો હતો. એણે રામની સારી રીતે આગતાસ્વાગતા કરી. બીજે દિવસે સવારે રામે સૂતને

પાછો વાળ્યો. ગુહે રામને ગંગાપાર પહોંચાડવા વ્યવસ્થા કરી.

દશરથનું મૃત્યુ

૧૦. સૂત અયોધ્યા પહોંચ્યો ત્યારે દશરથ કૌસલ્યાના મહેલમાં પુત્રવિરહથી માંદા થઇ પડેલા હતા. ઘણાં વર્ષ પહેલાં પોતાને હાથે મરેલો ઋષિપુત્ર શ્રવણ[1] અને એનાં અંધ માબાપ એની નજર આગળ આવ્યાં કરતાં હતાં, અને તેમ તેમ એને રામનો વિયોગ વધારે સાલતો હતો. અન્તે મધરાત વીત્યા બાદ 'રામ રામ'નું રટણ કરતા વૃદ્ધ રાજાએ પ્રાણ છોડયા. દશરથ ગયા પણ અન્તકાળે 'રામ'નું રટણ કરવાનો પાઠ, જાણે, ભારતવર્ષને શીખવતા ગયા.

ત્રણ રાણીઓની દશા

૧૧. બીચારાં કૌસલ્યા અને સુમિત્રાને પતિ–પુત્ર બન્નેનો સાથે વિયોગ થયો. કૈકેયીને ચે દશરથ પર પ્રેમ હતો પણ હજી એનો રાજ્યપ્રાપ્તિ માટેનો મોહ ઊતર્યો નહોતો, અને એ મોહે એની બુદ્ધિ અને શુભ ભાવનાઓને દાબી નાંખી હતી. તેથી વૈધવ્ય પ્રાપ્ત થતાં તેને ઝાઝું દુઃખ થયું નહિ.

૧૨. દશરથના મરણ પછીની વ્યવસ્થા વસિષ્ઠને માથે આવી પડી. એણે તરત જ ભરતને તેડાવવા દૂત મોકલ્યો, પણ અયોધ્યાના કશા ખબર ન કહેવા એને સૂચના કરી, કારણ કે કૈકેયીના પિતાના કુળમાં કન્યા-

૧ શ્રવણની વાત વિદ્યાર્થીએ જાણી લેવી.

વિક્રયનો રિવાજ હતો, અને તેથી આ સંધિ જોઇને એનો પિતા દિકરીનું રાજ્ય પચાવવા હલ્લો કરે એવો સંભવ હતો.

ભરતનું આગમન અને કૈકેયીને ઠપકો

૧૩. ભરત અને શત્રુઘ્ન થોડા દિવસમાં અયોધ્યા આવી પહોંચ્યા. શહેરમાં સર્વત્ર શોક-દર્શક ચિહ્નો જોઇ એમને અનેક પ્રકારની અમંગળ શંકાઓ થવા લાગી, પણ સારથિ તરફથી કશી ચોક્કસ બાતમી મળી નહિ. ભરત સીધો કૈકેયીને મન્દિરે જઇ માતાને પગે પડયો, અને પિતાના કુશળ સમાચાર પૂછયા. જાણે એક પારકા માણસને એના પિતાના મરણના સમાચાર સંભળાવી ધૈર્ય રાખવા દિલાસો આપતી હોય, તેમ કૈકેયીએ દશરથના ખબર આપ્યા. સાથે સાથે રામ, લક્ષ્મણ અને સીતાના વનવાસની હકીકત પણ કહી, અને ભરતને રાજા તરીકે સંબોધન કરી અભિનન્દન આપવા લાગી.

૧૪. પણ કૈકેયીની ધારણા કરતાં ભરત જુદા જ પ્રકારનો પુત્ર નીકળ્યો. કૈકેયીનું દુશ્ચરિત સમજવામાં આવતાં જ એના સંતાપનો પાર ન રહ્યો. એણે કૈકેયીનો એના રાજ્યલોભ અને કઠોરતા માટે ખૂબ તિરસ્કાર કર્યો. રાજ્ય સ્વીકારવાની એણે ચોખ્ખી ના પાડી.

ભરતનો સંતાપ

૧૫. કૈકેયી પાસેથી એ લાગલો જ કૌસલ્યાને મળવા ગયો. કૈકેયીના અપરાધમાં એનો પણ હિસ્સો હશે જ એમ માની લઇ

કૌસલ્યાએ ભરતને કઠોર વચન કહ્યાં. ત્યારે તે મહાત્મા મોટા સંતાપ અને આવેશથી બોલ્યોઃ "માતા, જો હું નિષ્પાપ ન હોઉં, જો મને આમાંનું કાંઇ પણ ખબર હોય, જો મારી સમ્મતિથી રામ વનવાસ ગયા હોય, તો હું લોકોના ગુલામનો ગુલામ થાઉં; તો મને સુઇ ગયેલી ગાયને લાત માર્યા બરાબર પાપ લાગો; છઠ્ઠા ભાગથી અધિક કર લેતાં છતાં પ્રજાનું પાલન ન કરનારા રાજાને જે પાપ લાગે છે તે મને લાગો." આવા ભીષણ શપથ લઇ ભરત દુઃખથી જમીન પર પછડાઇ પડયો. ક્રોધરહિત થયેલી કૌસલ્યાએ મધુર વચને તેનું સાન્ત્વન કર્યું.

રાજ્યનો અસ્વીકાર

૧૬. બીજે દિવસે વસિષ્ઠે ભરતની પાસે દશરથની પ્રેતક્રિયા યથાવિધિ કરાવી. સર્વ પ્રજાગણે ભરતને મુકુટ ધારણ કરવા વિનંતિ કરી, પણ ભરતે દૃઢતાથી ઉત્તર આપ્યોઃ "રામ અમારા સર્વેમાં વડિલ છે; તે જ આપણા રાજા થશે. માતાએ પાપ કરી મેળવેલું રાજ્ય હું લેવાનો નથી. હું હમણાં જ વનમાં જઇ મારા પ્રિય બન્ધુને પાછો લાવીશ."

રામને પાછા લાવવા પ્રયાણ

૧૭. એણે તરત જ ચતુરંગ સેના સાથે રામને તેડવા જવાની તૈયારી કરવા માંડી. એની આ ઉદારતાથી સર્વે લોકોએ એને અતિશય ધન્યવાદ આપ્યો. સર્વ સૈન્ય, રાણીઓ, મંત્રીઓ, પ્રજાજન તથા ગુરુ વસિષ્ઠ

અને ભાઈ શત્રુઘ્ન સહિત ભરત ગંગાકિનારે આવી પહોંચ્યો. ત્યાં સુમંત્રે ભરતને જણાવ્યું: " આ જગાએ રામ અને લક્ષ્મણે વડનો ચીક માથે લગાડી જટા બાંધી હતી અને વલ્કલ ધારણ કરી જમીન ઉપર સુતા હતા." આ સાંભળી ભરતે પણ તરત જ રાજદરબારી પોષાક કાઢી નાંખી રામ પાછા અયોધ્યા આવે ત્યાં સુધી વનમાં રહેવાનું અને જટા તથા વલ્કલ ધારણ કરવાનું વ્રત લીધું.

ચિત્રકૂટ

૧૮. આટલા સમયમાં રામ પ્રયાગ પાસે ભરદ્વાજના આશ્રમ આગળ થઈ ચિત્રકૂટ પર્વત પર જઈ રહ્યા હતા. ભરતને સસૈન્ય આવેલો જોઈ કદાચ એ રામનો સમૂળગો નાશ કરવા જતો હોય તેવી સર્વેને શંકા થતી હતી, અને તેથી રામ ક્યાં રહ્યા છે તેની ભાળ આપવા કોઈ તૈયાર થયું નહિ. પણ વસિષ્ઠની સમજાવટથી સર્વેને ભરતની બંધુભક્તિ વિષે ખાત્રી થઈ અને એમને રામની ભાળ લાગી. ચિત્રકૂટ પર રામની પર્ણકૂટી દેખતાં જ ભરતે સૈન્યને ઊભું રાખ્યું, અને શત્રુઘ્નની સાથે રામ ભણી નાના બાળકની જેમ પ્રેમથી દોડવા લાગ્યા. સૈન્યને દૂરથી જોઈને ભરત વૈરભાવથી આવતો હશે એમ લક્ષ્મણને શંકા ગઈ અને એ ભરતનો વધ કરવા તૈયાર થયો. પણ રામે તેને વાર્યો અને કહ્યું: " ભલા માણસ, એકવાર ભરતને રાજ્ય આપવાની પ્રતિજ્ઞા કર્યા પછી તેને ઠાર મારવાથી શો લાભ થવાનો

હતો ? ભરત વગર, લક્ષ્મણ વગર કે શત્રુઘ્ન વગર જે કાંઇ મને સુખ કરનારી વસ્તુ હોય તે તત્કાળ અગ્નિમાં બળી જજો." એને ભરતની નિષ્પાપતામાં અને બન્ધુભક્તિમાં પૂર્ણ શ્રદ્ધા હતી. એની સાથે નિષ્ઠુર અને અપ્રિય ભાષણ ન કરવા લક્ષ્મણને ચેતવ્યો.

ભરત અને રામનો મેળાપ

૧૯. ભરતે આવતાં વેંત જ રામનાં ચરણમાં માથું નાંખ્યું, અને ડુસકે ડુસકે રડવા માંડયું. કેટલીક વારે શાન્ત થઇ છેવટે એણે અયોધ્યાની સઘળી હકીકત કહી. પિતાના મરણની વાત સાંભળી રામ, લક્ષ્મણ અને સીતાને ઘણો શોક થયો. શોકનો વેગ શમ્યા પછી ભરતે રામને અયોધ્યા પાછા ફરવા વિનંતિ કરી. એણે કહ્યું: "રાજાએ કૈકેયીનું સાન્ત્વન કરવા માટે મને રાજ્યપદ આપ્યું તે હું પાછું આપને અર્પણ કરું છું, એટલે પાછા ફરવામાં આપની પ્રતિજ્ઞાનો ભંગ થતો નથી." પણ રામે કહ્યું: "પિતાનું વચન સત્ય કરવું એ જ પુત્રનું કર્તવ્ય છે. સર્વ વસ્તુ કરતાં સત્ય જ મને વધારે પ્રિય છે, કારણ કે સત્યની બરાબરી કોઇ પણ ચીજ કરી શકે એમ નથી. રાજાએ તો તેમાં ખાસ કરી સત્ય હમેશાં પાળવું જોઇએ; કારણ રાજ્યની ઇમારત સત્યના પાયા પર રચાઈ છે. જે રીતે રાજા ચાલે છે તે જ રીતે પ્રજા ચાલશે. રાજા જો સત્યનો ત્યાગ કરે તો પ્રજા સત્યને માર્ગે શી રીતે ચાલે ? સત્ય એ જ સર્વ ધર્મનું મૂળ છે; માટે

લોભ કિંવા મોહને વશ થઇ હું સત્ય રૂપી સેતુને છોડનાર નથી."

૨૦. એમાંથી કોની ઉદારતાનાં વધારે વખાણ કરવાં એ ઠરાવવું મુશ્કેલ હતું. પ્રજાજનો બન્ને ઉપર ફિદા થઇ 'ધન્ય ધન્ય' ના પોકાર કરી રહ્યા હતા. છેવટે એમ ઠર્યું કે ભરતે રામની પાદુકા રાજ્યાસન પર મૂકી રામને નામે રાજ્ય ચલાવવું. ભરતે સાથે સાથે કહી દીધું કે જો ચૌદ વરસ પૂરાં થતાં જ તમે નહિ આવો તો હું ચિતાપ્રવેશ કરીશ. એણે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વનવાસીને વેષે રાજકારભાર ચલાવવા માંડયો.

•

# અરણ્યકાણ્ડ

વિરાધનો નાશ

વનમાં પ્રવેશ કર્યો પછી રામ જુદાં જુદાં આશ્રમો જોતા જોતા દક્ષિણ તરફ ચાલતા હતા. તેવામાં એક દિવસ એમને કોઇક જંગલમાં વિરાધ નામે એક પ્રચંડ રાક્ષસ મળ્યો. એણે રામ વગેરે ઉપર હલ્લો કર્યો. રામ અને લક્ષ્મણને એણે એક એક હાથમાં ઊપાડી લીધા. બાણો તો એની જાડી ચામડીમાં પેસી જ શકતાં નહિ, પણ રામ અને લક્ષ્મણે તલવાર વતી જે હાથે એણે એમને ઉપાડયા હતા તે કાપી નાંખ્યા, અને એવી રીતે છૂટા થઈને એના પગ પણ કાપી નાંખ્યા. પછી તેને એક ખાડામાં દાટી દીધો.

દંડકારણ્ય

૨. ત્યાંથી તેઓ દંડકારણ્ય તરફ ગયાં. ત્યાંના મુનિઓએ રામ અને લક્ષ્મણને પોતાની પાસે જ રહી એમનું રક્ષણ કરવા વિનંતિ કરી. દંડકારણ્યમાં તે વખતમાં રાક્ષસોની ઘણી જ વસ્તી હતી. ચિત્રકૂટથી માંડીને પમ્પા સરોવર સુધી માણસનું માંસ ખાનારા રાક્ષસો તાપસોને ત્રાસ આપી રહ્યા હતા. રામે જુદાં જુદાં આશ્રમોમાં જઈ ચાર છ મહિના કે વર્ષ સુધી ત્યાં ત્યાં રહીને રાક્ષસોનો ઉપદ્રવ ઓછો કર્યો. આ રીતે વનવાસનાં દશ વર્ષ વીતી ગયાં.

પંચવટી

૩. ત્યાર પછી રામ દક્ષિણમાં અગસ્ત્ય મુનિના આશ્રમમાં ગયા. અગસ્ત્યે ત્રણે જણાનો સારી રીતે સત્કાર કર્યો અને રામને એક મોટું વૈષ્ણવી ધનુષ્ય, એક અમોઘ બાણ, અખૂટ બાણથી ભરેલા બે ભાથા અને સોનાના મ્યાનમાં મૂકેલી એક તલવાર ભેટ કર્યાં; અને એમને પંચવટીમાં રહેવાની સલાહ આપી.

જટાયુ

૪. પંચવટી જતાં રસ્તામાં એમને જટાયુ નામે ગીધ સાથે મિત્રતા થઇ. તેને સાથે લઇ ગોદાવરીને કાંઠે તેઓ આવી પહોંચ્યાં. ત્યાં લક્ષ્મણે એક સુંદર પર્ણકૂટી બનાવી. લક્ષ્મણની મહેનતથી પ્રસન્ન થઈ રામ તેને ભેટી પડયા અને બોલ્યા: “તારા આ શ્રમ માટે આલિંગન સિવાય બીજું કાંઇ આપવાને મારી પાસે નથી.” એ પર્ણકૂટીમાં ત્રણે જણા રહેતાં, અને જટાયુ ઝાડ ઉપર બેસી તેમનો ચોકીપહેરો કરતો.

શૂર્પણખા

૫. એક દિવસ શિયાળામાં રામ, લક્ષ્મણ અને સીતા નદીમાં સ્નાન કરી પાછાં ફરતાં હતાં, તેટલામાં શૂર્પણખા[1] નામે એક રાક્ષસી ત્યાં આવી ચઢી. એ લંકાના રાજા રાવણની બ્હેન થતી હતી અને દંડકારણ્યમાં ખર અને દૂષણ નામે પોતાના સગા ભાઈઓ સાથે રહેતી હતી. રામને જોઈ એ એના ઉપર મોહ પામી અને એની સાથે

---

૧ શૂર્પણખા એટલે સૂપડા જેવા નખવાળી. એ રાવણની મસિયાઈ બ્હેન હોય એમ લાગે છે.

લગ્ન કરવાની માગણી કરી. રામ-લક્ષ્મણે પહેલાં તો એની વાતને હસી કાઢવા માંડી, પણ પછી તો એનું અતિશય જંગલીપણું જોઇને એમને એના ઉપર તિરસ્કાર આવ્યો. અને તેથી રામની પ્રેરણાથી લક્ષ્મણે એનાં નાકકાન કાપી નાંખ્યાં. શૂર્પણખા ચીસ પાડતી અને રડતી ખરની પાસે જઇ પહોંચી. રામ, લક્ષ્મણ અને સીતાને ઠાર મારી, તેમનું લોહી શૂર્પણખાને પીવડાવવાની ખરે ચૌદ બળવાન રાક્ષસોને આજ્ઞા કરી. રાક્ષસો સહિત શૂર્પણખા પાછી રામના આશ્રમ પાસે ગઇ. તેમને આવતાં જોતાં જ રામે લક્ષ્મણ અને સીતાને પર્ણકૂટીમાં મોકલી દીધાં, અને રાક્ષસો હલ્લો કરે તે પૂર્વે જ તેમના ઉપર બાણ છોડી તેમનો નાશ કર્યો. શૂર્પણખા પાછી ખર પાસે નાઠી. હવે ખર, સેનાપતિ દુષણ અને રાક્ષસોનું સૈન્ય લઇ પંચવટી પર હુમલો લઇ ગયો. કાંઇક રમખાણ જાગવાનું જ એમ ખાત્રી હોવાથી રામે પ્રથમથી જ સીતાને ડુંગરોમાં મોકલી દીધાં હતાં અને પોતે લડવા માટે સજ્જ થઇ રહ્યા હતા. એક તરફ એકલા રામ અને બીજી તરફ રાક્ષસોનો ભયંકર સંગ્રામ શરૂ થયો. આખરે રામે તે સર્વેનો નાશ કરી જય મેળવ્યો.

રાવણ

૬. એક જ પુરુષને હાથે પોતાના ભાઇ અને આટલા બધા રાક્ષસોનો સંહાર થયેલો જોઇ, શૂર્પણખા લંકામાં રાવણ પાસે દોડી. રાવણ તે વખતે સૌથી બળવાન રાજા હતો.

એનો રાજ્યલોભ ત્રણે લોકમાં સમાતો નહોતો. વળી, એ જાતે બ્રાહ્મણ હોવાથી વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ હતો. સર્વ પ્રકારની મંત્રવિદ્યા અને વિજ્ઞાનવિદ્યામાં તે કુશળ હતો. રાજ્યપદ્ધતિ રચવામાં નિપુણ હતો. એનું રાજ્ય માત્ર લંકામાં જ નહિ, પણ ભરતખંડના ઘણા ભાગમાં હતું અને ત્યાં એનું લશ્કર પડ્યું રહેતું. એના રાજ્યમાં દશે દિશામાં શું થાય છે તેની એને ઝીણામાં ઝીણી ખબર પડતી; અને તેથી એ દશાનન એટલે દશે દિશાએ મુખવાળો કહેવાતો. એનું રાજ્ય પ્રજાને ત્રાસ રૂપ અને પૃથ્વીને ભાર રૂપ હતું. એ અત્યંત મદાંધ અને કામી હતો. હજારો સ્ત્રીઓને એણે પોતાને ત્યાં પૂરી રાખી હતી. તપસ્વીઓ અને બ્રાહ્મણો પાસેથી પણ એ કર લેતો. એના બળનું એને એટલું અભિમાન હતું કે પિશાચ, રાક્ષસ, દેવ કે દૈત્ય કોઈને હાથે પણ મરવાની એને બીક નહોતી લાગતી. માણસ જાતને તો એ ગણકારે જ શાનો? શૂર્પણખાએ એની આગળ જઈ લક્ષ્મણે કરેલાં અપમાનની અને રામનાં પરાક્રમની વાત કહી. પણ એ અપમાન અને યુદ્ધનું ખરું કારણ ન જણાવતાં રાવણને એવું સમજાવ્યું કે "રામની સુંદર સ્ત્રી સીતાને તારે માટે હું હરણ કરી લાવતી હતી, તેથી મને આ ખમવું પડ્યું."

સુવર્ણ મૃગ

૭. રાવણે શૂર્પણખાને દિલાસો આપ્યો અને સીતાને ગમે તે રીતે હરી લાવી રામ ઉપર વેર વાળવાનો નિશ્ચય

કર્યો. વાત એવી રીતે લખાયેલી છે કે મારીચ નામનો એક અસુર તપ કરતો હતો તેને રાવણ મળ્યો અને તેને એક સુવર્ણ મૃગ બની સીતાને લલચાવવા રાવણે સમજાવ્યો. મારીચે આ દુષ્ટ કૃત્યમાંથી રાવણને વારવા પ્રયત્ન કર્યો; પણ એણે માન્યું નહિ અને ઉલટો મારીચને મારવા તૈયાર થયો. તેથી અંતે ગભરાઇ મારીચ રાવણની ઇચ્છા પ્રમાણે વર્તવા તૈયાર થયો. રંગબેરંગી સુવર્ણ મૃગનું રૂપ ધારણ કરી, તે સીતાની દૃષ્ટિ પડે તેમ ઝાડોનાં કુમળાં પાન ખાતો ખાતો રામના આશ્રમ પાસે ફરવા લાગ્યો. ફૂલ વીણતાં સીતાએ એને જોયો, અને તરત જ રામને બોલાવી એને જીવતો અથવા મારીને પણ લાવવા આગ્રહ કર્યો. પત્નીને ખુશ કરવા, રામ તરત જ ભાઈને સીતાને સંભાળવાનું કહી હરણની પાછળ દોડયા. મારીચ દોડતો દોડતો રામને દૂર સુધી ખેંચી ગયો અને છેવટે નાસવાનો લાગ શોધવા લાગ્યો. જીવતો હાથમાં આવી નહિ શકે એમ જોઇ રામે એના ઉપર બાણ મારી વીંધ્યો. મરતાં મરતાં એણે પોતાનું અસલી સ્વરૂપ[1] ધારણ કર્યું, અને રાવણ જોડે કરી રાખેલા સંકેત પ્રમાણે રામના જેવો જ સાદ કાઢી, 'હે સીતા, હે લક્ષ્મણ' એમ ચીસ

---

૧ અસુરો ઈચ્છા પ્રમાણે માયાવી રૂપો ધારણ કરી શકે છે, પણ મરતી વખતે મૂળ રૂપમાં જ ફેરવાઇ જાય છે, એવી માન્યતા છે.

પાડી. મૃગને ઠેકાણે અસુરને પડેલો જોઇ, આ કાંઇક આસુરી ઠગો છે એમ રામને લાગ્યું અને સીતાની સહીસલામતી વિષે ચિંતાતુર થયા. પણ ધૈર્ય રાખી એક બીજું મૃગ મારી રામ ઝડપથી જનસ્થાન તરફ પાછા ફર્યા.

૮. આણી તરફ સીતાએ મારીચની મરતી વેળાની ચીસ સાંભળી અને લક્ષ્મણને રામની વહારે ધાવા કહ્યું. રામની આજ્ઞા વિના જો તે સીતાને છોડીને જાય તો રામ નારાજ થાય, તેથી લક્ષ્મણે સીતાને ધીરજ રાખવા કહ્યું. પણ એક બાજૂનો જ વિચાર કરવાવાળી અને ઉતાવળા સ્વભાવની સીતાને આથી ક્રોધ ચઢ્યો, અને એણે લક્ષ્મણ ઉપર અઘટિત શંકા લાવી ન છાજે એવા શબ્દ સંભળાવ્યા. આથી અતિશય દુઃખિત થઇ લક્ષ્મણને ધનુષ્ય–બાણ લઇ રામની પાછળ જવું પડ્યું.

સીતાહરણ

૯. લક્ષ્મણ ગયા પછી થોડી વારમાં જ સંન્યાસીનું રૂપ ધારણ કરી રાવણ પર્ણકૂટી આગળ આવી પહોંચ્યો. સીતાએ સાધુ જાણી એનો સત્કાર કર્યો, અને પોતાનાં કુળ–ગોત્ર વગેરે જણાવ્યાં. રાવણે પણ પોતાની ઓળખાણ આપી, અને પોતાનાં રાજ્ય, સંપત્તિ, પરાક્રમ વગેરેનું વર્ણન કર્યું. પછી એ સીતાને પોતાની પટરાણી કરવાની લાલચ આપવા લાગ્યો. સાધુ વેશમાં અસુરને જોઇ સીતાએ એનો ખૂબ ક્રોધથી તિરસ્કાર કર્યો.

આથી રાવણે પોતાનું આસુરી સ્વરૂપ પ્રગટ કર્યું, અને એક હાથે તેનો ચોટલો પકડી અને બીજે હાથે ઊંચકી લઇ પોતાના મોટા ખચ્ચરના રથમાં બેસાડી તે ચાલતો થયો. સીતાએ રામ અને લક્ષ્મણને ખૂબ બૂમો પાડી, પણ રામ-લક્ષ્મણને તે સંભળાઈ નહિ. આશ્રમથી થોડે દૂર એક વૃક્ષ પર વૃદ્ધ જટાયુ લંગડે પગે બેઠો હતો, તે સીતાની દૃષ્ટિએ પડયો. સીતાએ તેને બૂમ પાડી. ઘરડો છતાં એ રામનો શૂરો મિત્ર સીતાની મદદે ઊડયો. એણે પોતાની ચાંચથી રાવણનાં ખચ્ચરો મારી નાંખ્યાં અને રથના કુરચે કુરચા ઊડાવી દીધા. રાવણના હાથ પણ એણે ચાંચ મારી ઘાયલ કર્યો, એટલે રાવણે સીતાને જમીન પર મૂકી એની સાથે લડવા માંડયું. જટાયુએ પોતાનું સર્વ જોર રાવણ ઉપર અજમાવ્યું; પણ એક બાપડા વૃદ્ધ પક્ષીનું અસુર આગળ કેટલું ચાલે? છેવટે દુષ્ટ રાવણે તલવારથી એની પાંખો કાપી નાંખી. આથી એ નિર્બળ થઇ જમીન પર પડી ગયો. આ રીતે અબળાના રક્ષણાર્થે પોતાનો પ્રાણ અર્પણ કરી, આ પક્ષીરાજે પોતાનું જીવતર ધન્ય કર્યું.

**વાનરો**

૧૦. રામાયણમાં વાનર નામની એક જાતિનું વર્ણન આવે છે. એ પ્રાણીઓ દેખાવમાં કાંઇક માણસને અને કાંઈક વાંદરાને મળતાં હતાં. વાંદરાની માફક એમને ડીલે લાંબા કેશ અને પુચ્છ હતાં. તેઓ ફળ, મૂળ અને

કન્દ ઉપર રહેતાં, અને ભાગ્યે જ વસ્ત્રનો ઉપયોગ કરતાં. પણ એમનામાં માણસોને મળતી રાજ્યવ્યવસ્થા હતી, અને એમની વાણીની શક્તિ અને બુદ્ધિનો વિકાસ માણસના જેવો જ હતો. સદાચાર, નીતિ, શીલ, પ્રામાણિકતા, શૌર્ય વગેરે બાબતો જોઈએ તો વાનરોની માણસાઈ નર નામે ઓળખાતાં પ્રાણીઓ કરતાં ઉતરતી જણાતી નથી. વાલી નામે એક વાનર એ સર્વે જાતિનો રાજા હતો. એણે પોતાના ભાઇ સુગ્રીવને દેશનિકાલ કરી એની સ્ત્રી તારાને રાણી બનાવી હતી. ભાઇના ભયથી સુગ્રીવ, હનુમાન અને બીજા ત્રણ વાનરો સાથે ઋષ્યમૂક પર્વતમાં સંતાતો ફરતો હતો. હનુમાન એ સુગ્રીવનો પરમ મિત્ર અને મંત્રી હતો. વાનરોમાં એ સૌથી બળવાન, બુદ્ધિવાન અને ચારિત્રવાન હતો. એ આજન્મ બ્રહ્મચારી હતો.

૧૧. જટાયુને મારી રાવણ વળી સીતાને લઈને લંકા તરફ દોડવા લાગ્યો. ઋષ્યમૂક પર્વતના શિખર પરથી પસાર થતાં સીતાએ સુગ્રીવ વગેરે પાંચ વાનરોને બેઠેલા જોયા. એ લોકો પોતાની હકીકત રામને કહેશે એ આશાથી સીતાએ પોતાના વસ્ત્રનો છેડો ફાડી તેમાં થોડાં અલંકાર બાંધી તે વાનરો તરફ ફેંકયાં.

૧૨. નદી અને પર્વતો ઓળંગી, સમુદ્રને પાર કરી, રાવણ ઝપાટાબંધ લંકામાં આવી પહોંચ્યો. પછી તે સીતાને પોતાની સર્વ સંપત્તિ બતાવી પટરાણી

થવા લલચાવવા લાગ્યો. પણ રામ જેવા સિંહની પત્ની તે એક ચોરને ગણકારે ? એણે કઠોર શબ્દોથી રાવણનો તિરસ્કાર કર્યો. તેથી રાવણે એને એક વર્ષની મહેતલ આપી, અને તેટલા વખતમાં ન સમજી જાય તો એના ટુકડા કરી ખાઈ જવાની ધમકી આપી. અશોક નામે એક વનમાં રાક્ષસીઓના સખ્ત ચોકી પહેરામાં એને રાખવામાં આવી. રામમાં પૂર્ણ ભક્તિવાળી અને એનાં પરાક્રમ તથા શૌર્યમાં શ્રદ્ધાવાળી સીતાએ ધીરજથી આ દુઃખના દિવસો કાઢવા હિમ્મત બાંધી.

# કિષ્કિન્ધાકાણ્ડ

આ તરફ રામ અને લક્ષ્મણ પાછા ફર્યા ત્યારે સીતાને ન જોઇ અતિશય ગભરાયા. રામનો શોક તો કેમે કર્યો

રામનો શોક

માય નહિ. 'સીતા, સીતા' કરતા એ ગાંડા જેવા થઈ ગયા. ઝાડ, પાન, પશુ, પક્ષી સર્વેને સીતાના સમાચાર પૂછવા લાગ્યા. લક્ષ્મણે રામને ધૈર્ય ધારણ કરવા અને સીતાની શોધ માટે પ્રયત્ન કરવા સલાહ આપી. બન્ને જણા આશ્રમ છોડી સીતાને ખોળવા નીકળી પડયા. રસ્તામાં ઘાયલ થઇ પડેલો જટાયુ મળ્યો. તેણે સીતાનું હરણ કરનાર રાવણ છે એમ બાતમી આપી. થોડી વારમાં જ ઘાની વેદનાથી એ ગતપ્રાણ થયો. આવા દુઃખમાં ખરા મદદગાર મિત્રના મરણથી બન્ને ભાઇઓને ઘણો શોક થયો. એમણે એની યોગ્ય પ્રેતક્રિયા કરી, અને પછી દક્ષિણ દિશા તરફ ચાલવા માંડયું. જતાં જતાં રસ્તામાં તેઓ કબન્ધ નામે એક રાક્ષસના હાથમાં સપડાયા, પણ આખરે એનો નાશ કરી સહીસલામત આગળ વધ્યા. કબન્ધે પણ મરતાં પહેલાં રાવણ વિષે વિશેષ માહિતી આપીને રામ ઉપર ઉપકાર કર્યો.

૨. આગળ ચાલતાં ચાલતાં તેઓ પમ્પા સરોવર પાસે મતંગ ઋષિના આશ્રમ આગળ આવી પહોંચ્યા.

ત્યાં શબરી નામે એક ભીલ તપસ્વિનીએ રામ-લક્ષ્મણનો સારી રીતે આદર સત્કાર કર્યો.[1]

વાનરો સાથે મૈત્રી

૩. ઋષ્યમૂક પર્વત ઉપરથી સુગ્રીવ વગેરેએ રામ અને લક્ષ્મણને પોતાની તરફ આવતા જોયા. એ મિત્રપક્ષના છે કે વાલીના પક્ષના છે તેની તપાસ કરવા સુગ્રીવે હનુમાનને રામ-લક્ષ્મણ પાસે મોકલ્યો. લક્ષ્મણે હનુમાનને પોતાની સર્વ હકીકત કહી અને સુગ્રીવની મદદ માટે વિનંતિ કરી. રામ અને લક્ષ્મણને જોયા ત્યારથી જ હનુમાનને રામના ઉપર અત્યંત ભક્તિ પ્રગટી. એણે રામની સેવામાં આયુષ્ય ગાળવું એ જીવનનો એક મહાન લહાવો લેવા સમાન માન્યું. બન્ને ભાઈઓને ઊંચકીને તે તેમને સુગ્રીવ પાસે લઈ ગયો. રામ અને સુગ્રીવે એકબીજાના હાથ ઝાલી મિત્રતા દર્શાવી, અને પછી હનુમાને પ્રગટાવેલા અગ્નિની પ્રદક્ષિણા કરી બન્નેએ એકબીજાને વફાદાર રહેવાની અને મદદ કરવાની પ્રતિજ્ઞા કરી. ત્યાર પછી સીતાએ

૧ વર્ણના અને પંક્તિના ભેદો હિંદુસ્થાનમાં દઢ થયા પછી વૈષ્ણવ આચાર્યોએ તે તોડવા માટે આડકતરા પ્રયત્ન કર્યા. એ કાળના સાહિત્યે પ્રેમધર્મની સર્વોપરિતા બતાવવા માટે રામને શબરીનાં એઠાં બોર ખવડાવ્યાં છે. રામચરિત્ર કેવળ ગેય છે, અનુકરણીય નથી એવી માન્યતા ફેલાયાથી, કમભાગ્યે, વૈષ્ણવ આચાર્યોના આ પ્રયત્નો વ્યવહારમાં બહુ સફળ થયા નહિ. ઊલટું, સામાન્ય વૈષ્ણવે સામાન્ય સ્માર્ત કરતાં યે પંક્તિભેદની અતિશયતા વધારી મૂકી.

નાંખેલાં જે અલંકારો પોતાના હાથમાં આવ્યાં હતાં તે સુગ્રીવે બે ભાઈઓને બતાવ્યાં. રામે એ ઓળખી લીધાં, પણ વિશેષ ખાત્રી કરવા લક્ષ્મણને પૂછ્યું. લક્ષ્મણે કહ્યું: "હું આ કડું કે કુંડળ ઓળખી શકતો નથી. ફક્ત આ પગનાં નૂપુર મારાં જાણીતાં છે, કારણકે રોજ હું સીતાને પગે પડતો ત્યારે તે મારી દૃષ્ટિએ પડતાં."

રામની પ્રતિજ્ઞા

૪. સુગ્રીવની મદદ રામને મળે તે પહેલાં સુગ્રીવને વાલીનું કંટક દૂર થવું જોઇએ. તેથી રામે વાલીને મારવાની પ્રતિજ્ઞા કરી. પણ એ પ્રતિજ્ઞાથી સુગ્રીવની ખાત્રી થઈ નહિ. એને વાલીના બળની બહુ ધાસ્તી હતી. એણે રામને વાલીનું બળ વર્ણવી બતાવ્યું અને પૂરતો વિચાર કરીને પ્રતિજ્ઞા લેવા કહ્યું. રામે એની ખાત્રી કરાવવા માટે હાડકાંના એક મોટા ઢગલાને પગના અંગુઠાના હડસેલાથી દૂર ઊડાડી મૂકયો. આથી પણ સુગ્રીવને ખાત્રી થઇ નહિ, એટલે રામે એક જ બાણથી શાલનાં વૃક્ષોને ઊડાડી મૂકયાં. આથી સુગ્રીવને રામના બળની ખાત્રી થઇ.

વાલી સાથે યુદ્ધ

૫. પછી સર્વે મળી વાલી જ્યાં રહેતો હતો તે કિષ્કિન્ધા તરફ ચાલ્યા. સુગ્રીવે વાલીને યુદ્ધ કરવા પોકાર કર્યો. વાલી તરત જ બહાર આવ્યો. ગામ બહાર ચોગાનમાં બન્ને ભાઇઓનું યુદ્ધ શરૂ થયું. રામ એક

વૃક્ષ પાછળ રહી દૂરથી આ યુદ્ધ જોયા કરતા હતા. સુગ્રીવ યુદ્ધમાં હારવા લાગ્યો, પણ બન્ને ભાઈઓ રૂપમાં સરખા હોવાથી, એ સુગ્રીવ છે કે વાલી, તે રામ વર્તી શકયા નહિ; તેથી કદાચ સુગ્રીવ માર્યો જાય એ બીકથી રામે બાણુ મૂકયું નહિ. આથી સુગ્રીવને પાછા નાસી આવવું પડયું. પછી ઓળખાણુ માટે પીળાં ફૂલોની માળા ઘાલી સુગ્રીવ પાછો યુદ્ધ કરવા ગયો. રામ, લક્ષ્મણુ, હનુમાન વગેરે ઝાડની પાછળ સંતાઇ બે ભાઈઓની કુસ્તી જોવા લાગ્યા. સુગ્રીવ વળી હારવા લાગ્યો. ત્યારે રામે વાલી પર બાણુ છોડી એને જમીન પર પાડયો. એ પડયો પણ મર્યો નહિ. રામ અને લક્ષ્મણુ એની પાસે ગયા.

વાલીનો ઠપકો

વાલીએ રામને ઠપકો આપી કહ્યું: “હે રામ, તમે સત્યાચરણી, પરાક્રમી, ધર્મશીલ, તેજસ્વી અને સન્માર્ગે જનારા કહેવડાવો છો, છતાં હું બીજા સાથે યુદ્ધ કરવામાં રોકાયેલો હતો તેવામાં એક બાજુ ભરાઇ જઈ તમે મને બાણુ માર્યું એ વાત ન્યાય્ય છે? મેં તમારા રાજ્ય કિંવા નગરમાં આવી તમારો કાંઈ પણ અપરાધ કર્યો નથી. પાછળથી ભરાઇ રહીને શસ્ત્રપ્રહાર કરવો, કિંવા પોતાની સાથે યુદ્ધ ન કરનારને મારવો, એવું અધર્મકૃત્ય કરી તમે સજ્જનોમાં શું મોઢું બતાવશો? હશે, જે થયું તે થયું. મારી પાછળ સુગ્રીવને ગાદીએ બેસાડજો. તમારૂં આ કર્મ નિંદ્ય છે, તથાપિ મારી પાછળ સુગ્રીવને ગાદી મળે એ વાજબી છે.”

૬. આ ઠપકાના ઉત્તરમાં રામે કહ્યું: " ધર્માચરણ કાયમ રાખવા હું પૃથ્વી ઉપર ફરું છું. હાલ તું કેવળ કામાન્ધ થઈ ધર્માચરણનો ત્યાગ કરી નિંદ્ય કર્મ કરતો હતો. બાપ, જ્યેષ્ઠ બન્ધુ અને ગુરુ એ ત્રણે પિતાને ઠેકાણે છે; અને પુત્ર, નાનો ભાઈ અને શિષ્ય એ ત્રણ પુત્રસ્થાને છે. તેં સજ્જનોનો ધર્મ છોડી પુત્રવધૂ સમાન સુગ્રીવની સ્ત્રી સાથે અધર્મ કર્યો છે. તેને માટે તને મૃત્યુ સિવાય બીજી શિક્ષા યોગ્ય નથી. તને છુપાઈને મારવાનું કારણ એ જ કે તું વનચર પ્રાણી છે, અને મૃગયાના નિયમ પ્રમાણે ધર્મિષ્ઠ રાજાઓ પણ પ્રાણીઓને સંતાઈ રહીને, અથવા કપટથી ફસાવીને પણ મારે છે; માટે તેમ કરવામાં મેં કશો અધર્મ કર્યો નથી."

રામનો ઉત્તર

૭. વાલી અને સુગ્રીવ જેવા બુદ્ધિયુક્ત પ્રાણીને વનચર પશુઓની હારમાં ગણવા એ આજના જમાનામાં આપણે ગળે ઊતરે એવી વાત નથી. પણ જે વખતે રામાયણ રચાયું તે વખતના વિચારી મનુષ્યોની આવી જાતિ વિષે જે કલ્પના હોય તે ઉપરથી જ આપણે રામના આ કર્મની ન્યાય્યાન્યાય્યતાનો વિચાર કરી શકીએ. એમ તો જણાય છે જ કે વાલ્મીકિને રામનું આ કૃત્ય એટલું મૃગયા જેવું ન લાગ્યું કે એ ઉપર શંકા જ ન ઊઠાવે; પણ એકંદરે જોતાં એને એ અયોગ્ય પણ ન લાગ્યું. તેથી એણે એનો બચાવ પણ કર્યો. વાલ્મીકિને પણ તે દિવસે શંકા ઊઠી, એ ઉપરથી

ઉત્તરની યોગ્યાયોગ્યતા

આજે એવો બચાવ લૂલો જ ગણાય એમ ચોખ્ખી સૂચના મળે છે.

૮. વાલી વીરને છાજે એવી રીતે મૃત્યુને શરણ થયો. મરતાં પહેલાં એણે સુગ્રીવના ગળામાં પોતાની માળા ઘાલી, અને પોતાના પુત્ર અંગદની સંભાળ લેવા જણાવ્યું. રામે અંગદને યુવરાજપદે સ્થાપવા સુગ્રીવને આજ્ઞા કરી. વાલી વીર પુરુષ હતો. એના મરણથી રામ-લક્ષ્મણને પણ દુઃખ થયું. સુગ્રીવ અને બીજા વાનરોએ પણ શોક કર્યો.

વાલીનું મૃત્યુ

૯. વાલીની ઉત્તરક્રિયા થયા પછી કપિઓએ સુગ્રીવ અને અંગદનો, રાજા અને યુવરાજ તરીકે અભિષેક કર્યો. કેટલાક દિવસ આનંદમાં ચાલ્યા ગયા. એટલામાં ચોમાસું આવી લાગવાથી રામ-લક્ષ્મણ એક ગુફામાં રહેવા લાગ્યા. ચોમાસું પણ પૂરું થયું. પણ સુગ્રીવ તો ભોગવિલાસમાં પડી ગયો હતો. એ રામને મદદ કરવા માટે લીધેલી પ્રતિજ્ઞા ભૂલી ગયો. રામ-લક્ષ્મણ આથી ચિંતા કરવા લાગ્યા. એમને સુગ્રીવ ઉપર તિરસ્કાર છૂટયો. છેવટે, એક દિવસે આકુળા સ્વભાવનો લક્ષ્મણ ઊઠયો, અને સીધો સુગ્રીવના દરબારમાં પહોંચ્યો. એણે સુગ્રીવને ધમકાવીને કહ્યું: "તારી પ્રતિજ્ઞા પૂરી કર; નહિ તો યાદ રાખજે કે વાલી મરણ પામી જે માર્ગે ગયો છે, તે માર્ગ હજુ બંધ થયો નથી."

સુગ્રીવને ધમકી

૧૦. સુગ્રીવની આંખો આ ધમકીથી ઊઘડી ગઈ. એણે તરત જ ચારે દિશામાં દૂત મોકલી સર્વ વાનરદળને એકઠું થવા આજ્ઞા કાઢી. હિમાલય અને વિંધ્યાચળના દૂરના પર્વતોમાંથી કરોડોની સંખ્યામાં વાનરો ચાલી આવ્યા. કાળા મુખના, લાલ મુખના, ભૂરા, એવા સર્વે જાતના કપિઓ દક્ષિણમાં ભેગા થવા લાગ્યા. રીંછને મળતી જાતિઓનું પણ કેટલુંક સૈન્ય ભેગું થયું. સુગ્રીવે મુખ્ય મુખ્ય વાનરોને સીતાની બારીકીથી શોધ કરવા માટે ચારે દિશામાં રવાના કર્યા. સર્વેને એક મહિનામાં બાતમી લાવવા, અને નહિ તો દેહાન્ત દંડ માટે તૈયાર રહેવા ધમકી આપી. ઘણુંખરું સીતા લંકામાં હશે એવી ધારણા હોવાથી એણે હનુમાન, અંગદ વગેરે બળવાન વાનરોને તથા જાંબુવાન વગેરે રીંછોને એ દિશામાં મોકલ્યા. સીતા મળે તો એને ઓળખાણ આપવા રામે પોતાની વીંટી હનુમાનને આપી.

વાનરોની રવાનગી

૧૧. અનેક પરાક્રમો કરતા કરતા વાનરો રામેશ્વર આગળ આવી પહોંચ્યા. સમુદ્ર ઓળંગી સામે જવાનું હતું. આટલો વિશાળ પટ કોનાથી ઓળંગાશે, એ વિષે સર્વે વિચારમાં પડયા. છેવટે જાંબુવાનની સલાહથી એ કામ હનુમાનના ઉપર આવ્યું.

# સુન્દરકાણ્ડ

ભારે સાહસ ખેડતો હનુમાન દરિયો ઓળંગી લંકામાં જઈ પહોંચ્યો.

સીતાની શોધ

રાવણની રાજ્યધાનીમાં જઈ એણે ઠેકાણે ઠેકાણે સીતાની શોધ કરી. એ રાવણનું અન્તઃપુર પણ શોધી વળ્યો, પરંતુ કોઇ પણ ઠેકાણે સીતાનો પત્તો લાગ્યો નહિ. છેવટે તે અશોકવનમાં આવી ચઢયો. ત્યાં ભયંકર રાક્ષસીઓથી રક્ષિત એક મકાનમાં એણે સીતાને જોઇ. એની સ્થિતિ દયામણી હતી. એણે એક પીળું મલિન વસ્ત્ર પહેર્યું હતું; અપવાસથી એનાં ગાત્રો કૃષ થઈ ગયાં હતાં; એના હૃદયમાંથી વારંવાર નીસાસા નીકળતા હતા; એના શરીર ઉપર સૌભાગ્યનો એક પણ અલંકાર ન હતો; એના કેશ છૂટા અને અવ્યવસ્થિતપણે લટકતા હતા; વાઘણોના ટોળામાં બેઠેલી હરિણીના જેવી તે ત્રાસ પામેલી જણાતી હતી; ખુલ્લી જમીન ઉપર ઉદાસ ચહેરે તે બેઠેલી હતી. સાધ્વીની આવી દશા જોઇ વીર છતાં દયાળુ હનુમાનની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

હનુમાનનો મેળાપ

૨. પણ તરત ઊઘાડા થવાનો અવસર નથી એમ વિચારી તે એક વૃક્ષ પર સંતાઇ શું થાય છે તે જોતો બેઠો. એટલામાં રાવણ ત્યાં આવી પહોંચ્યો. તે વળી સીતાને લલચાવવા અને ધમકાવવા લાગ્યો. સીતાએ

એને ધર્મમાર્ગે ચાલવા ઘણી રીતે બોધ આપ્યો, પણ એ તો ઊલટો ક્રોધ કરી રાક્ષસીઓને સીતા ઉપર ખૂબ સખ્તાઇ ગુજારવા હુકમ આપી ચાલ્યો ગયો. રાક્ષસીઓ પણ સીતાને ત્રાસ આપવામાં બાકી રાખે એવી નહોતી; પણ એક ત્રિજટા નામે રાક્ષસીમાં કાંઇક માણુસાઈ હતી. એ સીતાના દુઃખમાં સમભાવ ધરાવતી, એટલું જ નહિ પણ બીજી રાક્ષસીઓને પણ જુલમ કરતાં વારતી. કેટલા યે મહિના થયા છતાં રામ તરફના કશા સમાચાર ન આવવાથી સીતા હવે નિરાશ થઇ ગઇ અને રાવણ જોડેના આજના બનાવ પછી એ આત્મહત્યા કરવાનો વિચાર કરવા લાગી. આથી મારુતિને લાગ્યું કે સીતાના ચરણમાં પડવાનો આજ અનુકૂળ પ્રસંગ છે. પણ ઓચિંતા સામા જવાથી સીતા ગભરાઇ જશે એમ ધારી એણે પહેલાં ઝાડ ઉપરથી જ રામનું સંક્ષિપ્ત ચરિત્ર ગાવા માંડયું. અવાજ સાંભળી સીતા ચકિત થઇ આમતેમ જોવા લાગી, પણ કોઈ ન દેખાયાથી બીકની મારી 'હે રામ' કરતી જમીન પર પડી ગઈ. એટલામાં હનુમાન ઝાડ પરથી ઊતરી કરુણાભર્યો ભાવથી વિનયપૂર્વક નમસ્કાર કરી સીતા આગળ ઊભો રહ્યો, અને રામ તથા લક્ષ્મણના અનુચર તરીકે ઓળખાણ આપી સમાચાર કહ્યા. અનેક નિશાનીઓ મળતી આવવાથી તથા રામની મુદ્રા જોવાથી જ્યારે સીતાની ખાત્રી થઇ કે હનુમાન કોઇ માયાવી રાક્ષસ નહિ પણ

રામનો દૂત જ છે, ત્યારે એના આનંદનો પાર ન રહ્યો. સીતા અને હનુમાન વચ્ચે પેટ ભરીને વાતો થઇ. સીતાને છોડાવવા રામ કેવા પ્રકારનો પ્રયત્ન કરશે તે હનુમાને કહ્યું, અને જેમ બને તેમ ઓછો વિલંબ કરવા સીતાએ આજીજી કરી રામને સંદેશો મોકલ્યો.

હનુમાન અને રાક્ષસો વચ્ચે રમખાણ

૩. આ પછી એમ વર્ણવવામાં આવે છે કે સીતાની ભાળ તો લાગી, પણ પાછા ફર્યાં પહેલાં રાવણને પણ પોતાના પરાક્રમનો કંઇક સ્વાદ ચખાડવો એવો હનુમાનને વિચાર થયો.* સીતાની રજા લઇ એણે અશોકવાટિકાનાં ઝાડો ઊખેડી એને ઉજ્જડ કરવા માંડી. આ જોઇ રાક્ષસીઓ ગભરાતી ગભરાતી રાવણ પાસે દોડી. પોતાની આજ્ઞા સિવાય સીતા સાથે ભાષણ કરવાની અને પોતાનું ઉપવન નાશ કરવાની હિમ્મત ધરાવે એવો કોઇ ધૃષ્ટ વાનર આવ્યો છે એમ જાણી રાવણને ખૂબ ક્રોધ ચઢયો. હનુમાનને પકડી લાવવા એણે રાક્ષસોને હુકમ કર્યો. રાક્ષસો વાનર પર ધસ્યા, પણ હનુમાને

* અશોકવન અને લંકાને બાળ્યાની આ આખી યે વાત ક્ષેપક હોય તો નવાઇ નથી. અદ્‌ભુત રસની પરાકાષ્ઠા કરવા આવાં ઘણાં વૃત્તાન્તો રામાયણમાં આવે છે. વાલ્મીકિ પણ એવી વાત રચે, પણ એમાં હનુમાન કુશળ મુત્સદ્દી નથી જણાતો પણ અટકચાળો વાનર જ જણાય છે. છતાં એથી મનોરંજન થાય.

પોતાની પુંછડીના મારથી જ કેટલાક રાક્ષસોને માર્યા, અને પછી એક રાક્ષસનું આયુધ લઇને એ વડે જ રાક્ષસોનો સંહાર કરવા માંડયો. જોતજોતામાં ભયંકર રમખાણ મચી ગયું. રાવણના અક્ષય વગેરે કુંવરો તથા એના સેનાપતિનો પુત્ર વગેરે કેટલા યે રાક્ષસ યોદ્ધાઓ મૃત્યુપંથે સિધાવ્યા. છેવટે યુવરાજ ઈન્દ્રજિત પણ હનુમાન સામે લડવા આવ્યો. બેનું યુદ્ધ જામ્યું. તેમાં આખરે ઇન્દ્રજિતે હનુમાનને બાંધ્યો.

લંકાદહન

૪. એને પકડીને રાવણ પાસે લઇ ગયા. સીતાને છોડવા અને પોતે કરેલા અધર્મ તથા અન્યાય માટે પશ્ચાત્તાપ કરવા હનુમાને રાવણને સમજાવ્યો. પણ એથી તો રાવણ વધારે ને વધારે છંછેડાયો અને હનુમાનનો વધ કરવા આજ્ઞા કરી. પણ દૂતનો વધ નિષિદ્ધ છે એમ વિભીષણે વાંધો કાઢયાથી રાવણે એનું પૂંછડું બાળી નાંખવાની આજ્ઞા કરી. એને પૂંછડે ચીંથરાં વીંટાળી તે ઉપર તેલ નાંખવામાં આવ્યું. પછી એને સળગાવ્યું. પૂંછડું બળવા માંડતાં જ હનુમાને એક કૂદકો માર્યો અને આજુબાજુ ઊભેલા રાક્ષસોનાં કપડાં સળગાવી મૂકયાં. પછી તેણે ઘરનાં છાપરાં ઉપર છલંગ મારી ઘરોને સળગાવ્યાં. થોડા વખતમાં તો ચિચિયારીઓ પાડતો તે હજારો ઘરો ઉપર ફરી વળ્યો અને આખી રાજધાનીમાં આગ લગાડી દીધી. પછી ઝપાટાબંધ સમુદ્રકિનારે આવી પોતાનું પુચ્છ સમુદ્રમાં હોલવી

નાંખ્યું, અને પાછો સમુદ્ર ઓળંગી જઈ સામે કિનારે અંગદ જામ્બુવાન વગેરેને જઈ મળ્યો.

રામનો ઉપહાર

૫. થોડી વારમાં સર્વે સાથીઓને હનુમાને મેળવેલા યશની ખબર પડી ગઈ. વાનરોનો હર્ષ તો માય નહિ. રામ અને સુગ્રીવને આ ખુશખબર કહેવા સર્વે ટોળું ઉપડયું. આનંદમાં ને આનંદમાં એમણે રસ્તામાં સુગ્રીવનાં અનેક ફળઝાડોનો નાશ કર્યો; પણ જે ભારે કામગિરી હનુમાને બજાવી હતી તેના પ્રમાણમાં આ નુકસાન કશું જ નથી, એમ કહી સુગ્રીવે ઊલટું એમને ઉત્તેજન આપ્યું. રામ પણ હનુમાનને ભેટી પડયા. એમણે કહ્યું: " તારા કામનો કેવી કેવી રીતે બદલો વાળું ? મારા હૃદય પ્રદેશ સિવાય બીજી કોઇ પણ વસ્તુ તારા કામ માટે પૂર્ણ બક્ષિસ નથી, તેથી આ મારું હૃદય તને આજથી અર્પણ કરું છું."

# યુદ્ધકાણ્ડ

હવે રામે યુદ્ધને માટે કપિસૈન્યને તૈયાર કરવા માંડયું. રામેશ્વર આગળ વાનરોની છાવણીઓ પડી.

યુદ્ધમંત્રણા

૨. આ બાજુ રાવણ પણ રામ ચઢાઇ લાવે તો શું કરવું તે વિષે વિચારમાં પડયો. એણે પોતાના ભાઇઓ અને મંત્રીઓની સભા ભરી. મંત્રીઓ રાવણનો સ્વભાવ જાણતા હતા. અભિમાની અને સમૃદ્ધિ ભોગવનારા માણસો સલાહ માગે છે, પણ ખરી સલાહ સહન કરી શકતા નથી. પોતાની ભૂલ બતાવે એવી શિખામણ એમને રુચતી નથી. જે એમની હામાં હા ભેળવે, એમની ભૂલોને મુત્સદ્દીગિરી અને બળની નિશાની ઠરાવે, તે એમને સાચા સલાહકાર લાગે છે. અનુભવી મંત્રીઓએ રાવણને રુચે એવી જ સલાહ આપી. માણસ અને વાનરોથી રાક્ષસોને ડરવાની જરૂર નથી, માટે નિશ્ચિન્ત રહેવું, એમ રાવણનાં બળ અને પરાક્રમની બડાઇ કરી સમજાવ્યું. પણ રાવણના ભાઇ કુમ્ભકર્ણ અને વિભીષણને આ સલાહ રુચી નહિ. એમણે સીતાના હરણને વખોડી કાઢયું, અને સીતાને પાછી સોંપી આખા દેશ પર આવનારી આફતને ટાળવા તથા ન્યાય્ય વર્તનનો રસ્તો લેવા સમજાવ્યો. કુમ્ભકર્ણ તો સલાહ આપી મૂંગો રહ્યો. ન માને તો યે ભાઇનો જ

પક્ષ રાખવો એ એનો મત હતો. વિભીષણે વિશેષ આગ્રહ ધર્યો. એણે એટલા આગ્રહપૂર્વક રાવણને ઠપકો આપ્યો, કે રાવણ એના ઉપર છંછેડાઇ ગયો અને કુળકલંક કહી એનો તિરસ્કાર કર્યો.

વિભીષણ રામના પક્ષમાં

૩. રાવણને સમજાવવો શકય નથી એમ જોઇ વિભીષણ એના ચાર મિત્રો સહિત લંકા છોડી ગયો, અને રામને જઇ મળ્યો. વિભીષણના પ્રામાણિકપણાની ખાત્રી કરી લઇ રામે એની લંકાના રાજા તરીકે જયઘોષણા કરી.*

૪. વિભીષણનું આ પ્રમાણે આવી મળવું રામને અતિશય ઉપકારક થઇ પડયું. એની તરફથી એને રાવણના બળની પૂરેપૂરી માહિતી મળી શકી. એની જ સલાહથી અને નળ નામના એક ઉત્તમ વાનર શિલ્પીની મદદથી રામે સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો, અને તે ઉપર થઇ લંકામાં સૈન્યને ઊતાર્યું. સુવેલ નામના પર્વત ઉપરથી રામ, લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ વગેરે લંકાનું સારી રીતે નિરીક્ષણ કરી શકતા હતા.

અંગદવિષ્ટિ

૫. રામે તરત જ લંકાની ચારે પાસ સખ્ત ઘેરો ઘાલ્યો. એક ચલિયું પણ અંદર પેસવા ન પામે એવો એણે બંદોબસ્ત રાખ્યો હતો. પણ કિલ્લા પર હલ્લો કર્યો પહેલાં છેવટનો સામ-ઉપાય લેવાના ઇરાદાથી એણે અંગદને વિષ્ટિ કરવા રવાના કર્યો. અંગદ રાવણ પાસે ગયો,

* પાછળ નોંધ જુઓ.

તેને સમજાવ્યો, પણ એ અભિમાની રાજાએ કશું યે માન્યું નહિ.

૬. યુદ્ધ

રામે લંકા પર તૂટી પડવાની સૈન્યને આજ્ઞા આપી. બન્ને બાજુએ ભયંકર યુદ્ધ ચાલ્યું. એક પછી એક રાવણના વીરો પડવા લાગ્યા. છેવટે કુમ્ભકર્ણ પણ રામને હાથે પડયો. રાવણનો જ્યેષ્ઠ પુત્ર ઈન્દ્રજિત જે અજિત ગણાતો હતો, અને બાર વર્ષ જાગરણ કરી બ્રહ્મચર્ય પાળનાર પુરુષ જ એને મારી શકે એવું જેણે વરદાન મેળવ્યું હતું, તે પણ લક્ષ્મણને હાથે માર્યો ગયો. રાવણને પોતાને હવે લડાઇમાં ઉતરવું પડયું. એણે એક તીક્ષ્ણ શક્તિ લક્ષ્મણના ઉપર ફેંકી, તે એની છાતીમાં પેસી ગઇ અને એ મૂર્છા ખાઈ પડયો. આથી રામ બહુ હતાશ થયા. પણ હનુમાનના પરાક્રમથી સંજીવની નામે ઔષધિથી તેનું શલ્ય નીકળી ગયું, અને એ પાછો સચેત થયો. લક્ષ્મણ સજીવન થયા જાણી રાવણનો ક્રોધ વધ્યો. “હું મરું પણ સીતાને તો રામના હાથમાં ન જ જવા દઉં” એમ કહી એ સીતાને મારવા દોડયો. પણ આટલા પાપમાં સ્ત્રીહત્યાનું પાપ ન વધારવા એના સચિવે રાવણને સમજાવ્યો. અને તેથી વળી પાછો રામની સામે લડવા આવી ઊભો. રામ અને રાવણ વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. છેવટે રાવણની નાભિમાં રામે એક અચૂક બાણ માર્યું, અને તેની સાથે જ રાવણનું શરીર રણ ઉપર મડદું

થઈ પડયું. આ રીતે એ રાજ્યલોભી, ગર્વિષ્ઠ અને કામાન્ધ રાજાએ પોતાના અન્યાય અને અધર્મની શિક્ષા સહન કરી.

સીતાની દિવ્ય કસોટી

૭. રામ અને વિભીષણનો જયજયકાર થયો. રામે લક્ષ્મણ પાસે વિભીષણનો અભિષેક કરાવ્યો. સીતાને સ્નાન કરાવી, ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરાવી પોતા પાસે મોકલવા એણે આજ્ઞા કરી. સીતાની ઇચ્છા શરીર શણગાર્યા વિના રામ પાસે જવાની હતી, પણ આજ્ઞા માથે ચડાવી એણે વસ્ત્રાલંકાર ધારણ કર્યા. વિભીષણે એમને એક પાલખીમાં બેસાડી રામ પાસે મોકલ્યાં. સૈન્યની વચ્ચેથી આવતાં પાલખીને લીધે વાનરોને બહુ ત્રાસ થવા લાગ્યો. રામ એ સહન કરી શક્યા નહિ અને પગે ચાલીને આવવા ફરમાવ્યું. સદૈવ પતિઆજ્ઞાપરાયણ દેવી સીતા રામ આગળ પગે ચાલીને આવ્યાં અને હાથ જોડીને ઊભાં રહ્યાં; પણ આ વખતે રામ કાંઈ બદલાઈ જ ગયા હતા. 'સીતા, સીતા' કહી શોકથી જે ઝૂરી મરતા હતા, તેને પાછી મેળવવા જેણે આટલાં પરાક્રમ કર્યાં હતાં, તે રામે સીતા જ્યારે પ્રત્યક્ષ આવીને ઊભાં ત્યારે તેની સામે દૃષ્ટિ પણ માંડી નહિ. ઊલટું, પોતાના સાદમાં ગંભીર કઠોરતા આણી એમણે કહ્યું: "સીતા, આ બધી ખટપટ મેં કરી તે તારે માટે નહિ. મારા પુરુષાતન પર અને મારા કુળના નામ પર તારા હરણથી જે કલંક ચઢયું હતું, તેને

ધોઈ નાંખવા જ મેં આ મહાપરિશ્રમ વેઠયો છે. પણ તું શુદ્ધ છે કે નહિ તે વિષે મને સંશય છે, માટે હું તારો સ્વીકાર કરીશ નહિ. તને જ્યાં જવું હોય ત્યાં જવાની પરવાનગી આપું છું.” નિરન્તર પ્રેમળ અને મધુરભાષી રામના મુખમાંથી આવાં કઠોર વચનો સાંભળવાની સીતાએ મુદ્દલે આશા રાખી નહોતી. એનું શરીર રોષ અને દુઃખથી કંપવા લાગ્યું. છેવટે એણે અગ્નિપ્રવેશથી પોતાની શુદ્ધિનો પુરવો આપવાનો નિશ્ચય કર્યો. એક ચંદનના કાષ્ઠની ચિતા રચવામાં આવી. સીતાએ બે હાથ જોડી અગ્નિની અને રામની પ્રદક્ષિણા કરી તથા દેવ અને બ્રાહ્મણને નમસ્કાર કરીને કહ્યું: “હે અગ્નિદેવ, જો મારું ચિત્ત શ્રી રામચંદ્રના ચરણ વિના બીજા કોઈ પણ વિષે કદી ન ગયું હોય તો જ મારું રક્ષણ કરજો. જો હું અશુદ્ધ ન હોઉં તો જ મારું રક્ષણ કરજો.” આટલું બોલી એણે અગ્નિમાં ઝંપલાવી દીધું. એની પરીક્ષા પૂરી થઈ. અગ્નિએ એને નિર્બાધિત રાખી એની નિષ્પાપતાની સર્વેને ખાત્રી કરાવી આપી. રામ, લક્ષ્મણ અને સર્વ વાનર સૈન્યના હર્ષનો પાર રહ્યો નહિ. રામે અતિ આનંદથી સીતાનો સ્વીકાર કર્યો.

**અયોધ્યાગમન**

૮. હવે ચૌદ વર્ષ પણ પૂરાં થવા આવ્યાં હતાં. વિભીષણે પોતાનું પુષ્પક વિમાન સજાવી સર્વેને અયોધ્યા પહોંચાડવા તૈયારી કરી. પોતે અને વાનરો પણ રામની સાથે

અયોધ્યા જવા તૈયાર થયા. વિમાન આકાશમાર્ગે ઊડ્યું, અને થોડા વખતમાં કોસલ દેશ નજીક આવી પહોંચ્યું. અયોધ્યા દૃષ્ટિએ પડતાં જ સર્વેએ પોતાની પુણ્ય માતૃભૂમિને નમસ્કાર કર્યો. ભરદ્વાજ આશ્રમનાં દર્શન કરવા સર્વે વિમાનમાંથી પૃથ્વી ઉપર ઊતર્યાં. એક દિવસ ત્યાં રહી બીજે દિવસે સર્વેએ અયોધ્યા જવાનું ઠરાવ્યું. આગળથી ભરતને સૂચના આપવા અને તેના મનોભાવની પરીક્ષા કરવા રામે મારુતિને આગળ મોકલ્યા. હનુમાને ભરતને એક અરણ્યમાં, વ્રતથી સુકાઇ ગયેલા, શિર પર જટાના ભારવાળા, પ્રત્યક્ષ ધર્મની મૂર્તિ હોય એવા નિહાળ્યા. રામના આગમનના શુભ સમાચાર સાંભળતાં જ ભરતને આનંદના આવેશથી મૂર્છા આવી ગઇ. થોડી વાર પછી સાવધ થઇ એ હનુમાનને જોરથી ભેટી પડ્યા, અને એને હજાર ગાયો અને સો ગામ ઇનામમાં આપ્યાં. શહેરમાં તુર્ત જ સન્દેશો મોકલી દીધો અને રામને આવકાર આપવા ધામધુમ મચી. એ દિવસ અયોધ્યાના રાજ્યમાં દિવાળીનો થયો. રાજા–પ્રજા, માતા–પુત્ર, સાસુ–વહુ, ભાઇ–ભાઇ, ગુરુ–શિષ્ય, પતિ–પત્ની અને સ્નેહી–સ્નેહીઓનો આજે મેળાપ થવાનો હતો. ચૌદ વર્ષ અપાર દુઃખ વેઠ્યા પછી આનંદનો દિવસ આવ્યો તેનો મહોત્સવ અવર્ણનીય થયો. “ રાજા રામચંદ્રની જય ” એવી ગર્જના જે તે દિવસે ઊઠી તે હજી સુધી શમી નથી. તે જ દિવસે ગુરુ વસિષ્ઠે રામચંદ્રનો

રાજ્યાભિષેક કર્યો. રામે સુગ્રીવ, વિભીષણ, જામ્બુવાન, હનુમાન વગેરે સર્વે પરોણાઓને પુષ્કળ રત્નાલંકાર આપ્યાં. સીતાએ પોતાનો મોતીનો હાર મારુતિના ગળામાં પહેરાવ્યો અને એનો જયજયકાર કરાવ્યો. એનાં નૈષ્ઠિક બ્રહ્મચર્યના ફળરૂપ એનાં બળ, બુદ્ધિ, તેજ, ધૈર્ય, વિનય અને પરાક્રમથી જ સીતાને સ્વાતંત્ર્ય મળ્યું હતું. ત્યારથી રામ, લક્ષ્મણ અને સીતા સાથે હનુમાનનું નામ પણ અમર થયું.

૯. પછી શ્રી રામચંદ્રે એવી ઉત્તમ રીતે રાજ્ય કર્યું કે સર્વ પ્રજા સુખ અને આનંદમાં રહેવા લાગી. રામરાજ્યમાં એક પણ વિધવા સ્ત્રી નજરે પડતી નહોતી. સર્પ કે રોગનો ભય નહોતો. કોઇ માણસ બીજાનો માલ ચોરીથી કે અન્યાયથી લેતો નહિ. એના રાજ્યમાં સર્વ પ્રકારના અનર્થો દૂર થયા. વૃદ્ધની પહેલાં જુવાન મરવાના અનિષ્ટ પ્રસંગો બંધ થયા. ધન, ધાન્ય, ફળ, ફૂલ અને બાળ-બચ્ચાંઓની વૃદ્ધિ થવા લાગી. આ પ્રમાણે આખા રાજ્યમાં સુખ અને નીતિનો વધારો થઇ લોક આનંદ પામ્યા. શ્રી રામચંદ્રે દશ અશ્વમેધ કરી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી અને દીર્ઘાયુષ ભોગવી તેઓ વૈકુંઠમાં ગયા.

## ઉત્તરકાણ્ડ

વાલ્મીકિનું મૂળ રામાયણ આટલેથી પૂરું થાય છે. રાજા તરીકેની રામચંદ્રની હકીકત ઉત્તરકાણ્ડ નામે રામાયણના છેલ્લા પ્રકરણમાં આવે છે, પણ તે આખો કાણ્ડ પ્રક્ષિપ્ત છે એવો વિદ્વાનોનો મત છે. તો પણ એની પ્રસિદ્ધિને લીધે એ ભાગ પ્રમાણે રામના જીવનની હકીકત અહીં આપી છે.

નગરચર્ચા

૨. આગળ જતાં સીતાને ગર્ભ રહ્યો ત્યારે કુટુંબમાં ઘણો આનંદ થયો. એક દિવસ સીતાએ રામને આ પ્રસંગ નિમિત્તે ગંગાતીર પર રહેનારા બ્રાહ્મણોને વસ્ત્રો ભેટ કરવાની ઇચ્છા દર્શાવી. રામ તરત જ એને મોકલવાની વ્યવસ્થા કરવાનું વચન આપી રાજસભામાં ગયા. સભામાં એક દૂત નગરચર્ચા કરી તરત જ આવ્યો હતો. લોકો પોતાને વિષે શું બોલે છે એ વિષે રામે તેને સહજ પ્રશ્ન પૂછ્યો. તે હાથ જોડી બોલ્યો કે લોકો એમનાં પરાક્રમનાં ઘણાં વખાણ કરતા હતા. સમુદ્ર પર સેતુ બાંધવાનું એમનું કાર્ય, રાવણ અને કુમ્ભકર્ણ જેવા રાક્ષસોનો વધ, વાનરો અને રીંછો સાથે મૈત્રી કરવાની કુશળતા, વગેરે માટે લોકો આશ્ચર્ય દર્શાવતા હતા. પણ રાવણના ઘરમાં એક વર્ષ સુધી કેદ રહેલી સીતાને

છોડાવી પાછી તેને રામે અંગીકાર કરી તેથી લોકો તેમને દોષ દેતા હતા, અને એમ પણ કહેતા હતા કે જ્યારે રામે પોતે આ પ્રમાણે કર્યું તો પ્રજાને તેમ કરવામાં શી હરકત છે?

૩. દૂતનાં આવાં વચનો સાંભળી રામચંદ્રને ઘણું દુઃખ થયું. સભા બરખાસ્ત કરી અને લાંબો વખત સુધી એકાન્તમાં બેસી એમણે વિચાર કર્યો. પછી કાંઇક નિશ્ચય ઉપર આવી તેમણે પોતાના ભાઇઓને તેડાવી મંગાવ્યા. ભાઇઓને લોકાપવાદ સંભળાવી કહ્યું: "સત્કીર્તિને માટે હું તમારો પણ ત્યાગ કરતાં અચકાઉં નહિ, તો સીતાની તો શી જ વાત? માટે લક્ષ્મણ, કાલે સવારે સીતાને રથમાં બેસાડી ગંગાપાર તમસા નદીને કિનારે વાલ્મીકિ ઋષિના આશ્રમ પાસે અરણ્યમાં મૂકી આવ. સીતાએ ત્યાં જવા ઇચ્છા દર્શાવી છે, એટલે તે ખુશીથી આવશે."

સીતાવનવાસ

૪. બિચારા લક્ષ્મણ શોકાતુર ચહેરે અને રડતી આંખે બીજે દિવસે સવારે શંકા વિનાની સીતાને રથમાં બેસાડી વાલ્મીકિના આશ્રમ તરફ ચાલ્યા. એ પ્રદેશમાં પહોંચતાં જ લક્ષ્મણે સીતાને સાષ્ટાંગ દંડવત્ કર્યા અને હાથ જોડ્યા. એ બોલવા ગયા, પણ 'હે સીતા માતા' એટલું જ બોલી શક્યા. એનો સાદ બેસી ગયો. સીતા એના શોકનું કારણ વારે વારે પૂછવા લાગ્યાં, ત્યારે ઘણા કષ્ટે તેણે રામની આજ્ઞા સીતાને જણાવી. બન્ને જણાએ અરણ્યમાં

પુષ્કળ વખત સુધી શોક કર્યો. અન્તે સીતાએ ધૈર્ય પકડી લક્ષ્મણને વિદાય કર્યો. તેણે કહાવ્યું: "સર્વે સાસુને મારા પ્રણામ કહેજો, અને તે પરમ ધાર્મિક રાજાને મારી તરફથી સન્દેશો કહેજો કે, 'મહારાજ, સર્વ લોકો સમક્ષ મેં અગ્નિમાં પડી મારી શુદ્ધિ સાબીત કરી આપી, તે છતાં લોકાપવાદની બીકથી તમે મારો ત્યાગ કર્યો તો તે મને સર્વથા કબૂલ છે. લોકાપવાદથી સત્કીર્તિને કલંક લાગે નહિ, એ તમારી ઇચ્છા શોભા આપનારી છે; અને રાજા તરીકે એ તમારો પરમ ધર્મ છે. તમારી કીર્તિને કલંક ન લાગે એવી મને પણ ઇચ્છા છે, તેથી તમે મારો ત્યાગ કર્યો તેનો જરા પણ દોષ દેતી નથી. આપ પત્ની તરીકે મારા પર હવે પછી પ્રેમ રાખો નહિ તો યે આપના રાજ્યની એક સાધારણ તપસ્વિની તરીકે પણ મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખજો.' "*

વાલ્મીકિના આશ્રમમાં

૫. પુષ્કળ અશ્રુપાત કરી લક્ષ્મણ છેવટે પાછા ફર્યા, અને સીતાએ પછી એક ઝાડ નીચે બેસી રુદન ચલાવ્યું. વાલ્મીકિના કેટલાક શિષ્યોએ તે રુદન સાંભળ્યું. તેમણે વાલ્મીકિને જાણ કરી. કરુણમૂર્તિ વાલ્મીકિ ત્યાં આગળ આવી પહોંચ્યા, અને સીતાને દિલાસો આપી પોતાના આશ્રમમાં લઇ આવ્યા. એમણે સીતાને માટે એક ઝુંપડી બંધાવી રહેવાની વ્યવસ્થા કરી. ત્યાં

---

* પાછળ નોંધ જુઓ.

સીતાને બે પુત્રો થયા. વાલ્મીકિએ એમનાં નામ લવ અને કુશ પાડયાં, અને તેમને ભણાવી ગણાવી હુશિયાર કર્યાં. બન્ને ભાઈઓ ક્ષાત્રવિદ્યામાં તેમજ સંગીતવિદ્યામાં નિપૂણ થયા.

૬. ચાર દહાડે લક્ષ્મણ અયોધ્યા પાછા ફર્યો અને રામને સીતાનો સન્દેશો કહ્યો. રામે આ ચારે દિવસ અતિશય શોકમાં ગાળ્યા હતા, અને રાજકાજમાં કશું લક્ષ્ય આપ્યું ન હતું. પણ જે રાજા પ્રજાની ફરિયાદ સાંભળતો નથી તે નરકમાં પડે છે, એવું શાસ્ત્રવચન યાદ કરી એમણે ધૈર્ય ધારણ કર્યું અને પાછા રાજકાર્યમાં લાગ્યા. એમની કારકિર્દીમાં શત્રુઘ્ને મથુરા પાસેના પ્રદેશના લવણ રાજાને મારી એ દેશ પોતાને તાબે કર્યો. તેના પરાક્રમના બદલામાં રામે તેને એ પ્રાન્તનું રાજ્ય સોંપ્યું.

૭. જે સમયે ઉત્તરકાણ્ડ લખાયો હશે તે સમયમાં ત્રિવર્ણોની શૂદ્ર સામે કેવી તિરસ્કારવૃત્તિ હશે તે નીચેના પ્રસંગ પરથી જણાય છે.

શમ્બુકવધ

૮. એક દિવસ એક બ્રાહ્મણ બાર–તેર વર્ષના પોતાના બાળકનું પ્રેત લઈ રાજસભામાં આવ્યો, અને માબાપનાં જીવતાં અલ્પ વયના બાળકનું મૃત્યુ થવાનો અઘટિત પ્રસંગ બનવાનું રામને કારણ પૂછવા લાગ્યો. એણે કહ્યું:

“ અમે—માબાપે—કદી પણ અસત્ય ભાષણ કિંવા બીજું કાંઈ પાપ કર્યું હોય એમ અમને યાદ નથી. માટે

આ અનર્થ રાજાના દોષને લીધે આવ્યો હોવો જોઈએ. જે પાપ રાજા કરે છે અથવા તેના અમલ નીચે કરવામાં આવે છે તેનું દુષ્ટ ફળ પ્રજાને વેઠવું પડે છે." ન્યાયપ્રેમી રાજા વિચાર કરવા લાગ્યા કે પોતાનું એવું કયું પાપ હશે, કે જેને પરિણામે આ બ્રાહ્મણનો બાળક—પુત્ર અલ્પાયુ બન્યો. કથા કહે છે કે એટલામાં નારદે રામને કહ્યું: "તારા રાજ્યમાં કોઇ શૂદ્ર તપ કરતો હોવો જોઇએ. પૂર્વે કૃતયુગમાં બ્રાહ્મણો જ તપશ્ચર્યા કરતા. તે યુગમાં સર્વ લોક દીર્ઘ દૃષ્ટિવાળા, નીરોગી અને દીર્ઘાયુષી હતા. પછી ત્રેતાયુગમાં ક્ષત્રિયો પણ તપ કરવા લાગ્યા. તેથી બ્રાહ્મણ તેમજ ક્ષત્રિયો તપ અને વીર્યથી સંપન્ન થયા; પણ તે સાથે જ અધર્મે પોતાનો એક પગ પૃથ્વી ઉપર મૂકયો. અસત્ય ભાષણ, હિંસા, અસન્તોષ અને કલેશ એ અધર્મના ચાર પગ છે. તેમાંનો એક પગ પૃથ્વી પર પડતાં જ ત્રેતાયુગમાં માણસોના આયુષ્યની મર્યાદા કમતી થઇ. આગળ જતાં દ્વાપરયુગમાં વૈશ્ય લોક પણ તપ કરવા લાગ્યા. તેથી અધર્મનો બીજો પગ—હિંસા જમીન પર પડયો, અને મનુષ્યના આયુષ્યની મર્યાદા અધિક કમતી થઈ. તથાપિ શૂદ્રને કદાપિ તપ કરવાનો અધિકાર નહતો. મારા મત પ્રમાણે હાલ કોઇ શૂદ્ર આ પૃથ્વી ઉપર તપ કરતો હોવો જોઇએ." આ સાંભળી બાળકના શબને તેલમાં રખાવી, રામ શૂદ્ર તપસ્વીની શોધમાં નીકળ્યા. ફરતાં ફરતાં દક્ષિણ

દેશમાં શમ્બુક નામના એક શૂદ્રને સ્વર્ગપ્રાપ્તિ માટે તપ કરતો જોઇ રામે એનું શિર ઉડાવી નાંખ્યું.

૯. આ કાર્યના બચાવમાં ઉત્તરકાણ્ડમાં એવી દલીલ આપેલી છે કે તપ સિવાય સિદ્ધિ મળતી નથી એ સિદ્ધાન્ત જેટલો ખરો છે, તેટલો જ પાત્રતા વિના તપનો અધિકાર નથી એ સિદ્ધાન્ત પણ ખરો છે.

૧૦. શમ્બુકના વધથી બ્રાહ્મણનો પુત્ર જીવતો થયો એમ વાતોમાં લખેલું હોય જ !*

૧૧. ત્યારપછી રામે અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. સીતાને ઠેકાણે સુવર્ણની મૂર્તિ કરી યજ્ઞ આરંભ્યો. એક વર્ષ સુધી એ યજ્ઞ ચાલ્યો. એ યજ્ઞ જોવા વાલ્મીકિ પણ પોતાના શિષ્યો સહિત આવ્યા. તેમની સાથે લવ અને કુશ પણ હતા. વાલ્મીકિએ પોતાનું રામાયણ બે કુમારોને ભણાવ્યું હતું, અને વાદ્ય સહિત ગાતા ગાતા તે શહેરમાં અનેક ઠેકાણે સંભળાવતા હતા. એમના સુન્દર ગાનની તારીફ રામને કાને પહોંચી. રામે તે બાળકોને તેડાવ્યા, અને બધાના દેખતાં યજ્ઞમંડપમાં રામાયણ ગાવાની આજ્ઞા કરી. એ બે બાળકો રામના કેવળ પ્રતિબિમ્બ જ હતા. રામને એ પોતાના પુત્ર જ હોવા જોઇએ એમ શંકા થઈ. તેથી એમણે વાલ્મીકિને સંદેશો કહેવડાવ્યો કે આપની પરવાનગી

અશ્વમેધ

રામાયણનું ગાન

* પાછળ નોંધ જુઓ.

હોય તો સીતાએ પોતાની શુદ્ધતા વિષે દિવ્ય કરવું. વાલ્મીકિએ માગણી કબૂલ કરી. બીજે દિવસે યજ્ઞ-મંડપમાં સભા ભરાયા પછી મહાકવિ વાલ્મીકિની પાછળ હાથ જોડી, આંખમાંથી આંસુ ઢાળતાં, નીચા વદને સીતા સભામાં આવ્યાં. સભા વચ્ચે વાલ્મીકિ બોલ્યા: "હે દાશરથિ રામ, આ તારી પતિવ્રતા, ધર્મશીલ પત્ની સીતાને તેં લોકાપવાદની બીકથી અરણ્યમાં મોકલી દીધી, ત્યારથી તે મારા આશ્રમમાં રહેલી છે. આ બે તારા જ પુત્રો છે. આજપર્યંત હું કદી ખોટું બોલ્યો નથી. હું કહું છું કે આ વૈદેહી સર્વ પ્રકારે નિષ્પાપ અને શુદ્ધ છે; એ જો અસત્ય હોય તો મારી હજારો વર્ષની તપશ્ચર્યા નિષ્ફળ જાઓ. એ સીતા પણ તને પોતાની પવિત્રતા વિષે ખાત્રી કરી આપશે."

સીતાનું બીજું દિવ્ય

૧૨. પછી ભગવાં ધારણ કરેલાં, શોક અને તપથી અત્યંત કૃશ થયેલાં, દૃષ્ટિને જમીન પર ઠરાવીને ઊભેલાં સીતા આગળ આવ્યાં, અને બે હાથ જોડી મોટે સ્વરે બોલ્યાં: "હે પૃથ્વીમાતા, જો રામચંદ્ર સિવાય બીજો કોઈ પણ પુરુષ આજ સુધી મેં મનમાં ચિંતવ્યો ન હોય, તો મને તારા ઉદરમાં આશ્રય આપ. જો મન, કર્મ અને શબ્દથી મેં આજપર્યંત રામચંદ્ર પર પ્રેમ રાખ્યો હોય, અને રામચંદ્ર સિવાય બીજા કોઈ પણ પુરુષને હું ઓળખતી સુદ્ધાં નથી એ

અક્ષરશઃ ખરું હોય, તો મને તારા ઉદરમાં આશ્રય આપ." આમ ત્રણ વાર સીતાએ કહ્યું, અને તેની સાથે જ પૃથ્વીના બે ભાગ થયા અને સીતા તેમાં સમાઈ ગયાં. આ રીતે સીતાનું બીજું કઠોર દિવ્ય રામ અને તેની પ્રજાને જન્મ પર્યંત અનુતાપ કરાવતું પૂર્ણ થયું. રાજા–પ્રજાએ પુષ્કળ શોક કર્યો, પણ સીતા તો ગયાં જ.

લક્ષ્મણનો ત્યાગ અને દેહાંત

૧૩. ઉત્તરકાણ્ડ પ્રમાણે રામનો અન્તકાળ પણ દુઃખરૂપ જ હતો. એક દિવસ એક મુનિ રામની જોડે એકાન્તમાં સંભાષણ કરવા આવ્યા. એમની વાતચીતમાં કોઈ ભંગાણ પાડે તો તેને દેહાન્ત દંડની શિક્ષા થાય એવી તેણે પહેલેથી માગણી કરી હતી, અને તે પ્રમાણે રામે લક્ષ્મણને દરવાજા પર ચોકી કરવા બેસાડયા હતા. બે જણા વાત કરતા હતા એટલામાં, ક્રોધીપણાનું કલંક જેને માથે ચઢેલું છે એવા દુર્વાસા મુનિ ત્યાં આવી લાગ્યા અને રામને મળવા ઉતાવળા થયા. લક્ષ્મણે આનાકાની કરી એટલે એણે આખા રાજ્યને શાપ આપવાની ધમકી આપી! બિચારા લક્ષ્મણને તો સૂડી વચ્ચે સોપારી જેવું થયું. પછી, સઘળાં પર વિપત્તિ આવી પડે તેના કરતાં પોતાના એકલા પર જ આવી પડે તે વધારે સારું એમ વિચારી એ રામ પાસે ગયા, અને દુર્વાસાના આગમનના સમાચાર આપ્યા. દુર્વાસા તો માત્ર તપ કરી ભૂખ્યા થવાથી ભિક્ષા માગવા આવ્યા હતા, પણ

એની ભિક્ષામાં લક્ષ્મણના પ્રાણ વ્હોરાશે એવો એણે ખ્યાલ ન કર્યો. રામને માથે મોટું ધર્મસંકટ આવ્યું. પ્રતિજ્ઞા પ્રમાણે લક્ષ્મણને દેહાન્ત દંડની શિક્ષા કરવી જોઇએ. પણ લક્ષ્મણ જેવા ભાઇને એવી શિક્ષા ફરમાવતાં કોની હિમ્મત ચાલે ? શું કરવું તે સૂઝે નહિ. છેવટે એમણે સભા ભરી સર્વ હકીકત વસિષ્ઠ અને પ્રજાજનને કહી સંભળાવી. વસિષ્ઠે એવો તોડ કાઢયો કે સજ્જનનો ત્યાગ એ વધ સમાન છે, માટે રામે લક્ષ્મણનો ત્યાગ કરવો ! રામે એ પ્રમાણે લક્ષ્મણને પોતાથી દૂર થવાની સજા ફરમાવી. આજ્ઞા સાંભળતાં જ લક્ષ્મણ રામચંદ્રને નમસ્કાર કરી, પરભાર્યો સરયૂતટ પર ગયા; અને સ્નાન કરી, પવિત્ર થઈ, દર્ભાસન પર આસન માંડી, પોતાનો શ્વાસ ચડાવી દઇ દેહ છોડયો. આ રીતે બંધુભક્તિપરાયણ શૂર સુમિત્રાનંદનનો અન્ત આવ્યો. એણે પોતાના હૃદયમાં ઉભરાતી રામભક્તિથી પ્રેરાઇને વૈભવ, માતા અને પત્નીનો ત્યાગ કર્યો. બાર વર્ષ સુધી ઉજાગરો કર્યો, ચૌદ વર્ષ સુધી વનવાસ ભોગવ્યો અને જીવનનો અંત થયો ત્યાં સુધી રામની સેવા કરી. બંધુભક્તિનો આદર્શ બેસાડી લક્ષ્મણે લોકહિત માટે મૃત્યુની ભેટ લીધી. આ આખોય છેલ્લો પ્રસંગ વિકૃત આદર્શ ઉત્પન્ન કરનારો લાગે છે.

**રામનો વૈકુંઠવાસ**

૧૪. રામે તે જ દિવસે પોતાના રાજ્યનો લવ, કુશ તથા ભરત, લક્ષ્મણ વગેરેના પુત્રોમાં યથાયોગ્ય વિભાગ કર્યો; અને દરેકનો અભિષેક કરી મહાપ્રસ્થાન માટે

ઘરમાંથી ચાલી નીકળ્યા. એની પાછળ અન્તઃપુરની સર્વ સ્ત્રીઓ, સંબંધીજનો અને પ્રજાજનો પણ ગયાં. રામે સરયૂમાં પોતાનો દેહ છોડી દીધો, અને એની પાછળ ભરત, શત્રુઘ્ન અને પ્રજાએ પણ એ જ ગતિ લીધી! આ રીતે રામચરિતની પૂર્ણતા થઇ.

રામાયણનું તાત્પર્ય

૧૫. રામાયણમાં વાલ્મીકિએ આર્યોના આદર્શો ચિતરેલા છે. દશરથ એ આર્યોનો આદર્શ પિતા છે. સુમિત્રા આદર્શ માતા, રામ આદર્શ પુત્ર અને રાજા, ભરત આદર્શ બંધુ–મિત્ર, અન્યાયોમાં અસહકારી લક્ષ્મણ આદર્શ સેવક–બંધુ, હનુમાન આદર્શ દાસ, સીતા આદર્શ પત્ની, વિભીષણ આદર્શ સલાહકાર અને અસહકારી. તે જ પ્રમાણે માનવજાતિમાં વસતા આસુરી ભાવોનો પણ વાલ્મીકિએ મૂર્તિમંત ચિતાર આપ્યો છે. કૈકેયી ઇર્ષ્યાની મૂર્તિ, રાવણ સામ્રાજ્યમદની મૂર્તિ, વાલી શારીરિક બળના મદની મૂર્તિ અને સુગ્રીવ પરાવલંબી સ્વભાવથી ઉપજતી સર્વ પ્રકારની માનસિક નિર્બળતાની મૂર્તિ છે. અન્યાય જાણ્યા છતાં, એ માટે તિરસ્કાર છતાં, એની સામે થવા માટે જોઇતી જરૂરી હિમ્મતનો અભાવ મારિચમાં પ્રત્યક્ષ થાય છે; ઊંઘ, આળસ, ખાઉધરાપણું અને મોહ કુમ્ભકર્ણમાં ગોચર થાય છે; ઇદ્રજિતમાં આસુરી સંપત્તિનો સાર અને આંખને આંજી નાંખનારો પ્રકાશ છે. આ સાથે જ વાલ્મીકિએ રાજકીય અને કૌટુમ્બિક વ્યવસ્થાનો આદર્શ પણ અત્યંત મનોહરપણે ચિતર્યો છે. એ આદર્શ પ્રમાણે

આર્ય રાજાનું જીવન સુખોપભોગ માટે નથી, પ્રજા એના સુખનું સાધન નથી; પણ પ્રજાના સુખાર્થે રાજાનો જન્મ છે. પોતાનાં શરીર, કુટુંબ, સુખ, સંપત્તિ અને સર્વસ્વનું અર્પણ કરીને એણે પ્રજાનું પાલન કરવાનું છે. ગુરુ અને પ્રજાની ધર્મયુક્ત સલાહ મુજબ એણે રાજકારભાર ચલાવવો જોઇએ. પ્રજાને પ્રિય હોય એવો જ પુરુષ રાજા થઇ શકે, એટલે રાજાની નીમણૂક પ્રજાની સંમતિથી થવી જોઇએ. અત્યંત પ્રામાણિકપણે અને શુદ્ધ ભાવે પોતાનું કર્તવ્ય બજાવ્યાથી પ્રજાનો સંતોષ અને વિશુદ્ધ પ્રેમ એ જ એની સેવાનું ઇનામ છે. એ પોતાના મુકુટથી કે સિંહાસન અથવા છત્ર–ચામરથી પ્રજાનો પૂજ્ય નથી; પણ એની ધાર્મિકતા, કર્તવ્યનિષ્ઠા, શૂરતા, પરદુઃખભંજનતા, ન્યાય અને પરાક્રમથી પૂજ્ય ગણાય છે. એની પૂજા એણે કાઢેલાં આજ્ઞાપત્રોની અમલબજાવણી કરાવી ન થઇ શકે, પણ સંતુષ્ટ પ્રજાના ચિત્તમાં ઉભરાતા નૈસર્ગિક પ્રેમથી જ થાય. અનેક સ્ત્રીઓ કરવાનું દુષ્ટ પરિણામ એણે દશરથના દુઃખકારક અંતકાળથી દર્શાવ્યું છે, અને રામના ચરિતથી એકપત્નીવ્રતપણાનો આદર્શ બેસાડયો છે. જનક અને રામનો સસરા–જમાઇનો અને કૌસલ્યા તથા સીતાનો સાસુ–વહુનો સંબંધ પણ કલેશ વિનાનો પ્રેમયુક્ત છે. કુટુંબ અને રાજ્યનો કર્તાપુરુષ સત્યનિષ્ઠ, ધાર્મિક, નિઃસ્વાર્થી, શૂર અને પ્રેમળ હોય તો સર્વને કેવો આશીર્વાદરૂપ થઇ પડે એ રામચરિતનો બોધ છે.

# નોંધ

## બાલકાણ્ડ

પૃ. ૮, લી. ૩: રાક્ષસ—એટલે બહુ જંગલી માણસો. એમનામાં મનુષ્યમાં રહેલા શુભ ગુણોનો વિકાસ નહિ, નીતિજીવનનો ખ્યાલ નહિ. એ ક્રૂર અને નરમાંસભક્ષક હતા. જેમ સર્પ અને સિંહ વગેરે પ્રાણીઓનો મનુષ્યને જૂના કાળમાં ઘણો ઉપદ્રવ વેઠવો પડતો અને તેથી એનો શિકાર કરી નાશ કરી નાંખવામાં આવતો, તેમ વધારે પરાક્રમી અને નગરો તથા શહેરો વસાવવાની ઇચ્છાવાળી પ્રજાઓ આવી રાક્ષસપ્રજાઓનો શિકાર કરતી. એ રાક્ષસોનું શરીરબળ ભારે, કાયા ઊંચી, પણ બુદ્ધિ મંદ અને શસ્ત્રબળ નામનું. વિશ્વામિત્રનો હેતુ કોઇ નવી વસાહત કરવાનો હોય, અને તેમાં દેવોની મદદ મળે એ કામનાથી યજ્ઞારંભ કર્યો હોય એમ સંભવે છે. એ રાક્ષસો ભારતવર્ષની જૂની પ્રજા. આર્યોએ વસાહતો કરવી એટલે રાક્ષસોની જમીન લૂંટવી અને એમને મારી નાંખવા કે હાંકી કાઢવા. આથી એમને આર્યો સાથે વેર હોવું સ્વાભાવિક છે, અને તેથી તેઓ વિશ્વામિત્રના યજ્ઞમાં વિઘ્ન નાંખે જ. એક કલ્પના આ છે. બીજી કલ્પના એ છે કે ઉપર કહ્યા તેવા રાક્ષસોની મોટી વસ્તી લંકામાં હતી. રાવણ એમનો રાજા હતો. એ હિન્દુસ્તાન ઉપર પણ પોતાનું રાજ્ય સ્થાપવા ઇચ્છતો હતો, અને દેશના ઘણા માણસોમાં એણે રાક્ષસોને વસાવ્યા હતા. એ આર્યો ઉપર જુલમ ગુજારતા અને એમને કોઇ પણ ઠેકાણે સુખે રહેવા દેતા નહિ. પણ એમ હોય તો રાક્ષસો મંદ બુદ્ધિના કે

શસ્ત્રાદિક સાધન વિનાના નહિ, પણ અત્યંત બુદ્ધિશાળી, અને યુદ્ધકળા તથા યુદ્ધની સામગ્રી બનાવવામાં અને માયાવી (જાદુઇ-યાંત્રિક) વિદ્યાઓમાં કુશળ હતા.

રાક્ષસ અને અસુરમાં ભેદ છે. અસુર એટલે સામાન્ય માણસ જેવો માણસ જ; પણ અતિશય કામી, ક્રોધી, લોભી, અન્યાયી, નિર્દય, સ્વાર્થ માટે પારકાનું સર્વસ્વ નાશ કરતાં ન અચકનાર. રાક્ષસ એ સિંહ-વાઘ જેવો વનચર બળવાન મનુષ્ય; અસુર એટલે સદ્‌ગુણ રહિત મનુષ્ય. અસુર તે મનુષ્યત્વનો શત્રુ, અને રાક્ષસ તે જંગલી માણસ. રાવણ પોતે અસુર હોઇ રાક્ષસોને પરાધીન કરી એમનો રાજા થયો હશે, એમ સંભવે છે. છતા ઘણીવાર બે શબ્દો અભેદપણે વપરાય છે.

**પૃ. ૯, લી. ૬ : શૈવ ધનુષ્ય**—એટલે શિવે આપેલું, કે ધનુષ્યના કોઇ પ્રકારનું નામ ? જેમ બનાવનાર ઉપરથી બંદૂકોનાં નામ પડે છે તેમ ? શંકાનું કારણ એ કે રામાયણમાં બે વાર રામને વૈષ્ણવી ધનુષ્ય મળ્યાની વાત આવે છે. એ શૈવ કરતાં વધારે જબરું ગણાતું, અને લંકાના યુદ્ધમા રામે એનો જ ઉપયોગ કર્યો હોય એમ લાગે છે. એ પણ કોઇક ખાસ પ્રકારનું ધનુષ્ય હોય એમ સંભવ છે.

**પૃ. ૧૦, લી ૧૯: તપશ્ચર્યા**—એટલે શરીર શોષવું, નિરાહાર રહેવું, વાયુ ભક્ષણ કરી રહેવું એમ નહિ, પણ પોતાનું ધ્યેય પાર પાડવા માટે બીજી સર્વ ક્રિયાઓ છોડી દઇ, ધ્યેયનું અને એને પાર પાડવાનાં સાધનોનું જ અનન્યપણે ચિંતન કરવું તે. એ તપશ્ચર્યામાં યોગ્ય ગુરુનું સેવન આવી જાય. આગળઉપર મંત્રસિદ્ધિમાં લોકોની શ્રદ્ધા વધતી ગઇ ત્યારે ગુરુના મંત્રનું અનુષ્ઠાન, અથવા દેવોની ઉપાસના પણ તપશ્ચર્યામાં સમાયાં. અનન્ય ઉપાસના અથવા ચિન્તનમાં ઇન્દ્રિયોનો સંયમ અને વિષયોનો ત્યાગ તો આવશ્યક હોય જ;

પણ જેમ જેમ સાધક ઉપાસનામાં લીન થતો જાય, તેમ તેમ સ્વાભાવિકપણે ક્યારેક એવી સ્થિતિ આવે કે જે સમયે ખાવાપીવાનું ભાન ન રહે અને ટાઢતડકા તરફ દુર્લક્ષ્ય થાય. એવા એકાગ્ર ચિન્તનમાંથી સંકલ્પોની સિદ્ધિ સર્વત્ર થાય છે. એ ભૂલી ગયા ત્યારે જબરદસ્તીથી છોડેલા આહાર અને સહન કરેલાં ટાઢતડકો તપશ્ચર્યા રૂપે મનાયા. એકાગ્રપણે વિચાર, વિવેક, ચિંતન એ જ શ્રેષ્ટ તપ છે. એ ચિંતન દેહભાન ભુલાવે તો તે ઇષ્ટ જ છે. ગીતા અ. ૧૭, શ્લો. ૧૪ થી ૧૬માં ત્રણ પ્રકારનું તપ કહ્યું છે તે વિચારવું.

## યુદ્ધકાણ્ડ

પૃ. ૪૬, લી. ૯ : વિભીષણનું આવી મળવું— ‘ઘર ફૂટે ઘર જાય’ એ કહેવત ખરી, અને વિભીષણના ઉપર બન્ધુદ્રોહનો આરોપ પણ મૂકવામાં આવે છે. પણ જો એક માણસને પોતાના ભાઇનો પક્ષ અન્યાયયુક્ત લાગતો હોય અને તેને વારવાનો પ્રયત્ન નિષ્ફળ જાય તો એનું કર્તવ્ય શું? અન્યાયી પક્ષ સાથે કામ કરવું એ ચિત્તની ચોખ્ખી અપ્રામાણિકતા જ થાય. તટસ્થ રહેવું તેમાં પણ ચિત્તની અપ્રામાણિકતા છે જ. સત્યનો—ન્યાયનો પક્ષ લેવો એ પુરુષાર્થી અને ધર્મનિષ્ઠ મનુષ્યનું લક્ષણ છે. અસત્ય અને અન્યાયનો વિરોધ કરવાથી અથવા અસહકાર કરવાથી મનુષ્યનું પૂર્ણ કર્તવ્ય બજાવાઈ જતું નથી. આ કાળમાં યુદ્ધ એ જ ન્યાય પ્રાપ્ત કરવાનો માર્ગ રહેલો હોઈ સમાજે એ માર્ગને ધર્મ ગણેલો હતો, અને એ સંજોગોમાં વિભીષણે ન્યાયના પક્ષને વધારેમાં વધારે મદદ કરવી એટલે રામને જ મદદ કરવાની હોય. એથી બન્ધુદ્રોહ થાય તો એને માટે લાચાર. વિભીષણ રાજ્યલોભથી રામને આવી મળ્યો એવું ગૃહીત કરી લેવામાં

આવે છે ત્યારે વિભીષણનો બન્ધુદ્રોહ અન્ય રૂપે ભાસે છે. પણ વાલ્મીકિએ વિભીષણમાં રાજ્યલોભનું આરોપણ નથી કર્યું એ યાદ રાખવું ઘટે છે. કેવળ શુદ્ધ ન્યાયપ્રિયતા મનુષ્યમાં હોઈ જ ન શકે એમ માનીને આપણે વિભીષણને દોષિત ઠરાવીએ છીએ.

## ઉત્તરકાણ્ડ

**પૃ. ૫૪, લી. ૧૫: સત્કીર્તિ**—રામે ભાઈઓને જે શબ્દો કહ્યા, તેમજ **સીતા**એ રામને જે સંદેશો મોકલ્યો (જુઓ પૃ. ૫૩, લી ૧૦) તે બન્નેમાં **સીતા**ના ત્યાગનું એક જ કારણ આપવામાં આવ્યું છે—રામની સત્કીર્તિનું રક્ષણ. સત્કીર્તિની અભિલાષા ગમે તેટલી ઉચ્ચ હોય, છતાં જો કોઈ નિર્દોષ વ્યક્તિને અન્યાય કરવાથી જ સત્કીર્તિનું રક્ષણ થતું હોય તો તે સત્કીર્તિની રક્ષા યોગ્ય ન ગણાય એમ મને લાગે છે. રામે કહ્યું કે સત્કીર્તિ માટે એ ભાઇઓનો ત્યાગ કરે તો સ્ત્રીની તો શી જ વાત! ઉત્તરકાણ્ડ લખાયો તે વખતે સમાજમાં સ્ત્રી જાતિ પ્રત્યેનો આદર ઘટી ગયો હશે, તેમ જ લોકમાં સારા ગણાવા માટે ગમે તેવો અન્યાય કરી શકાય એવી ભાવના વધી હશે એમ જણાય છે. આ કાણ્ડ ભારતવર્ષની સંસ્કૃતિ ઝાંખી પડવા માંડી ત્યાર પછી લખાયો હોવો જોઇએ એમ ચોખ્ખું માલૂમ પડે છે. **સીતા**એ પોતા પ્રત્યેનો અન્યાય સહન કરી લીધો એમ છતાં રામ પ્રત્યે ભક્તિ રાખી એ પતિવ્રત ભાવનાની અઘટિત પુષ્ટિ કરવાના જે પાછળથી પ્રયત્ન થયા છે તે પૈકીનો છે.

**પૃ. ૫૭, લી. ૮: નારદ**—પરમ ભાગવત **નારદ**ના નામની આજુબાજુ કેટલા યે પ્રકારની સારીનરસી કથાઓ જોડી દેવામાં આવી છે.અહીં શૂદ્રને તપનો અધિકાર નથી એવું પ્રતિપાદન

કરતા અને ભાગવતમાં વસુદેવના બાળકોનો વધ કરવા કંસને પ્રેરતા જેને જણાવ્યા છે, તે જ નારદ વાલ્મીકિ જેવા લૂંટારાના અને દૈત્યપુત્ર પ્રલ્હાદના તારક હતા એમ પણ પુરાણોમાં કહ્યું છે.

નારદ વિષેની અનેક પૌરાણિક કથાઓ વિચારતાં મને એમ લાગ્યું છે કે ઘણીખરી જગ્યાએ નારદ રૂપે મનુષ્યના મનનું જ વર્ણન કરેલું છે. માણસનું મન જ કલહ કરાવવાવાળું છે. એ સારા વિચારો પણ ઉત્પન્ન કરે છે અને દુષ્ટ વિચારો પણ ઊપજાવે છે. એ જ શંકાઓ કાઢે છે, બીવડાવે છે અને હિમ્મત આપે છે.

*　　　*　　　*

તપથી અધર્મનો પગ પૃથ્વી ઉપર પડી જ કેમ શકે એવી શંકા ઊપજવાનો સંભવ છે. તપનો હેતુ તો સત્યની શોધ કરવાનો જ હોવો જોઈએ. તેને બદલે જ્યારે મલિન આશયો સિદ્ધ કરવા, બીજાને પીડવા કે સાંસારિક સુખ, બળ ઇત્યાદિ માટે તપ કરવામાં આવે ત્યારે તપનો અર્થ પણ ફરવાય, પ્રકાર પણ બદલાય અને એ અધર્મને પોષક પણ થાય. પોતાનો કોઇક સંકલ્પ સિદ્ધ કરવા માટે એકાગ્ર ચિત્તે જે જે ઉપાયો યોજવામાં આવે એ સર્વેનું નામ તપ. ગીતાના અ. ૧૭, શ્લો. ૧૭ થી ૧૯માં સાત્વિક, રાજસ અને તામસ તપનું વિવેચન છે તે જોવું.

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોમાંથી એક કે એની પ્રધાનતા પરથી મનુષ્યના ચાર વર્ણો સ્વાભાવિકપણે પડ્યા છે એવી આપણી માન્યતા છે. તે પ્રમાણે સત્ત્વપ્રધાન મનુષ્ય તે બ્રાહ્મણ, સત્ત્વ-રજસ્-પ્રધાન ક્ષત્રિય, રજસ્તમસ્-પ્રધાન વૈશ્ય અને તમસ્-પ્રધાન તે શૂદ્ર. કોઇ તમસ્-પ્રધાન

મનુષ્ય મલિન આશયથી તપ કરતો હોય તેને પ્રજા રક્ષણાર્થે રાજાએ અટકાવવો જોઇએ, નહિ તો અધર્મ વધે એમ આ કથાનું તાત્પર્ય હોવાનો સંભવ છે. પણ જે રીતે આ વાત મંડાઇ છે તે કોઇ રીતે માન્ય રાખવા જેવી નથી. વર્ણગર્વ અને નીચ મનાયેલા વર્ણોને દબાયેલા રાખવાની વૃત્તિ એમાં ખુલ્લી રીતે જણાઇ આવે છે. બીજા કાણ્ડોમાં આવા પ્રસંગો નથી એ જ આ કાણ્ડ પાછળથી લખાયાનું સ્પષ્ટ ચિહ્ન છે.

**તપના અધિકારનો સિદ્ધાન્ત**—આ દલીલ વજુદ વિનાની છે એમ નહિ કહી શકાય. જેટલાં ગુરુગમ્ય જ્ઞાન છે તેમાં જિજ્ઞાસુનો અધિકાર તપાસવાની પ્રથા આપણા દેશમાં પ્રાચીન કાળથી ચાલી આવી છે. અધિકાર તપાસવામાં બે દૃષ્ટિઓ હતી. શિષ્યની ચિત્તશુદ્ધિ અને બુદ્ધિ. પોતે સંપાદન કરેલી વિદ્યાનો દુરુપયોગ ન કરે એટલા શુદ્ધ અંતઃકરણવાળો શિષ્ય છે કે નહિ એની તપાસ કરવામાં ગુરુ અત્યંત કાળજી લેતા. એ દૃષ્ટિએ અધિકારી શિષ્ય ન મળે તો પોતાની વિદ્યા પોતાની સાથે જ મરી જાય એ બહેતર, પણ અશુદ્ધ હૃદયના માણસને જ્ઞાન ન જ આપવું એવો આગ્રહ રખાતો. વિદ્યા જગતના કલ્યાણાર્થે છે, ઉચ્છેદાર્થે નહિ. ગુરુની ગફલતીને લીધે એ વિદ્યા કુશિષ્યને પ્રાપ્ત થવાથી જો લોકનું અહિત થાય તો તેનું પ્રાયશ્ચિત ગુરુને કરવું પડે. અધિકાર તપાસવામાં બીજી દૃષ્ટિ બુદ્ધિના વિકાસની છે. પણ એ માટે ગુરુને ઓછી ચિંતા રહેતી. બુદ્ધિની સ્થૂળતા વિશેષ મહેનતથી ટાળી શકાય, અથવા બુદ્ધિ જેટલી પહોંચી શકે તેટલી જ વિદ્યા શીખવી શકાય. શુદ્ધ ચિત્તની સાથે સૂક્ષ્મ બુદ્ધિનો સંયોગ એ તો સોનું ને સુગંધ મળ્યા જેવું ગુરુને લાગે.

તપનો વિધિ બતાવવામાં પણ એ રીતે ગુરુ અધિકાર તપાસે એ યોગ્ય છે. પણ કોઇ પોતે જ પોતાનો ગુરુ ન બની

શકે એમ કંઇ નથી. અને એકાદ દુષ્ટ આશય સિદ્ધ કરવા પોતાની જ મેળે કોઇ સાધના કરતો હોય, તો એની એ સાધના રાજાએ ચાલવા દેવી કે કેમ એ પ્રશ્ન ઊભો થાય જ.

આ કથામાં શમ્બુકના તપનો આશય દુષ્ટ હતો એવું જણાવ્યું નથી, અને એનો અનધિકાર કેવળ એની શૂદ્ર જાતિ પર જ ઠરાવ્યો છે, એટલે આધુનિક દૃષ્ટિએ આ કૃત્ય આપણને વાજબી લાગતું નથી.



## વાંચવાલાયક


૧ મૂળ ગ્રંથ—વાલ્મીકિનું રામાયણ

૨ શ્રી રામચરિત્ર—ચિંતામણિ વિનાયક વૈદ્ય કૃત મૂળ મરાઠી તથા તેનો ગુજરાતી અનુવાદ (ચિત્રશાળા પ્રેસ: પૂના.)

૩ સીતાહરણ (નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ)

## ગોકુળપર્વ

આસરે ૫૧૦૦ વર્ષ પરના ભારતવાસીઓએ શ્રી કૃષ્ણનું અદ્‌ભુત જીવન પોતાની નજર સમક્ષ નિહાળ્યું હતું. જોકે અનેક પવિત્ર ગ્રંથોમાં એમની લીલાઓનું વર્ણન છે, અનેક ભક્તો એમને પોતાની પ્રેમવૃત્તિનું અલૌકિક પાત્ર બનાવી એમની કીર્તિને ચિરંજીવ રાખી રહ્યા છે; છતાં એ ગાનો ઉપર ચમત્કારિક રૂપકોનાં એવાં જબરાં થર ચઢી ગયાં છે કે એ કાવ્યમય અને ગૂઢ ભાષામાંથી સાદો અર્થ કાઢવાનું કામ અતિશય કઠણ થાય છે, અને જુદા જુદા લેખકોને એમ કરવા માટે પોતાની કલ્પનાશક્તિનો જ બહુધા ઉપયોગ કરવો પડયો છે. શ્રી કૃષ્ણ વિષે જે કાંઇ વાતો વાંચવા, સાંભળવા કે ગાવામાં આવે છે, તેમાંની કેટલીક સાચી તરીકે માની શકાય એવી નથી, કેટલીક જો સાચી જ હોય તો તે શ્રી કૃષ્ણને આદર્શ પુરુષ તરીકે હલકા પાડે છે. શ્રી કૃષ્ણને પરમેશ્વરનો અવતાર ઠરાવવાની ઇચ્છાવાળા ભક્તિમાર્ગી દાર્શનિક કવિઓએ શ્રીકૃષ્ણના ચરિત્રમાં એટલી બધી નવી વાતો ઉમેરી દીધી છે કે શ્રીકૃષ્ણચરિત્ર ઘીચ જંગલ બની ગયું છે. શ્રી ચિંતામણિ વિનાયક વૈદ્ય તથા શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનાં ગ્રંથો પરથી જિજ્ઞાસુ વાચક એની ચર્ચા મેળવી શકશે. અહીં ચર્ચામાં હું ઊતરીશ નહીં.

પણ એ ગ્રંથોને આધારે શ્રીકૃષ્ણનું વંદનીય, નિર્દોષ અને ક્ષમ્ય ચરિત્ર જેટલું ગણી શકાય તેટલું જ આલેખ્યું છે. એ સિવાયનાં ચરિત્રો સાચાં ન હોય એમ એકંદર સમાલોચનાથી જણાય છે; પણ સાચાં જ છે એમ ઠરે તો શ્રીકૃષ્ણની આદર્શ પુરુષ તરીકે ઓછી કિંમત થાય એ કબૂલ કરવું જોઇએ.

માતાપિતા

૨. કૃષ્ણના પિતા વસુદેવ યદુવંશી ક્ષત્રિય હતા. તે મથુરાની પાસેની કેટલીક જમીનના માલીક હોય એમ લાગે છે. ગાયો એ યાદવોનું મુખ્ય ધન હતું. વસુદેવ પાસે પણ પુષ્કળ ગાયો હતી. ઠરાવેલું દાણ લઈ એ ગાયો આહિરોને સોંપવામાં આવતી. આથી આહિરોનાં ઘણાં કુટુંબો (વ્રજો) મથુરાની આસપાસ રહેતાં. વસુદેવ એક શૂર યોદ્ધા અને ન્યાયપ્રિય પુરુષ હતા. એમની ધર્મનિષ્ઠાને લીધે સર્વે યાદવો એમને પૂજ્ય ગણતા. રોહિણી અને દેવકી નામે એમને બે પત્નીઓ હતી. દેવકી એ મથુરાના રાજા ઉગ્રસેનની ભત્રીજી થતી હતી.

કંસ

૩. ઉગ્રસેનના મોટા પુત્રનું નામ કંસ હતું. એ રાજ્યનો અતિ લોભી હતો. પિતાના મરણ સુધી વાટ જોવાની એનામાં ધીરજ નહોતી. એ મગધ (દક્ષિણ બિહાર) ના રાજા જરાસંધની બે દીકરીઓ સાથે પરણ્યો હતો. જરાસંધ તે વખતનો સૌથી બળવાન રાજા હતો; તેથી કંસને એની મદદની હૂંફ હતી. વળી જરાસંધને સાર્વભૌમ

થવાની મહત્વાકાંક્ષા હતી; એટલે કંસને રાજ્ય અપાવવામાં એનો સ્વાર્થ પણ રહેલો હતો. જતે દહાડે કંસે પોતાના બાપને કેદ કરી એનું રાજ્ય પચાવી લીધું. યાદવોને આ વાત પસંદ પડે એમ નહોતું, તેથી એણે યાદવોને પીડવા માંડયું. જે કોઇ એની સામે માથું ઊપાડે એવા એને લાગ્યા, તેના ઉપર તેણે જુલમ કરવા માંડયો. વસુદેવ–દેવકીને પણ એણે નજરકેદ જેવાં રાખ્યાં હોય એમ લાગે છે. વસુદેવને પોતાની સ્ત્રી રોહિણીને પોતાના મિત્ર નંદ ગોપને ત્યાં સંતાડી રાખવી પડી.

કંસનો જુલમ

૪. જુલમીઓ બીજા બળવાન પુરુષોથી બીએ છે; પણ એથી યે વધારે બીક તો એમને સત્યનિષ્ઠ પુરુષોની લાગે છે. એનું કારણ એ છે કે બીજા બળવાનની સામે એ સામ, દાન વગેરે ઉપાયો વડે પહોંચી વળી શકે એવી એમને ખાતરી હોય છે, પણ સત્યનિષ્ઠ પુરુષને જીતવા તો એને પોતાને સત્યનિષ્ઠ થયે જ છૂટકો; અને એવા થવાની એની તૈયારી ન હોવાથી તેની આગળ એનાં શસ્ત્રો હેઠાં પડે છે. સત્યનિષ્ઠ પુરુષને મારી નાંખવાની એની એકાએક હિમ્મત થતી નથી; કારણ કે જાલિમને પણ ન્યાય અને ધર્મનો બાહ્ય વેષ બતાવવાની ઘણી વાર ફરજ પડે છે, અને નિઃસ્વાર્થી સત્યનિષ્ઠ પુરુષ ઉપર કંઈ પણ આળ ચઢાવવું એને કઠણ થઇ પડે છે. એ ન્યાયે વસુદેવ–દેવકીને નજરકેદ કરવા ઉપરાંત બીજું કશું કરવાની કંસની

છાવી ચાલી નહિ. બીજા યાદવો અનેક રીતે એના ભોગ થઈ પડ્યા. કેટલાક નાસી છૂટ્યા, કેટલાકે અનુકૂળ સમય આવે ત્યાં સુધી પોતાનો આણગમો છુપાવી રાખ્યો અને કેટલાકે નવીન પ્રદેશોમાં પરાક્રમ કરી સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં.

જુલમીના વહેમ

૫. વસુદેવ–દેવકીને મારવાની કુંસની હિમ્મત નહોતી, પણ એની ખૂની છરી એમનાં બાળકોને મારતાં અચકાતી નહોતી. જાલિમો અનેક રીતે દુષ્ટ હોય છે, ધર્માધર્મના વિચારથી શૂન્ય હોય છે; તેઓ અકારણ વૈરી, અને દુષ્ટ કર્મો કરતાં ક્ષણભર પણ આંચકો ન ખાનારા હોય છે; પરંતુ વહેમ વિનાના હોય છે એમ કંઈ નથી. જગતને અનીશ્વર અને કેવળ પોતાની પાપી વાસનાઓને તૃપ્ત કરવાના સાધનરૂપ માનતા છતાં એમનાં હૃદયમાં કોઇ એક એવી નિર્બળતા રહી હોય છે કે એ નિર્બળતા એમને કોઇ નજીવા શકુન ઉપર કે કોઈ ક્ષુદ્ર દેવદેવીના વર ઉપર અથવા કોઈ નજીવી વિધિના બરાબર પાલન ઉપર અપાર શ્રદ્ધા રખાવે છે. જે મોટાં મોટાં સૈન્યોથી ડરતા નથી, ગમે તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવામાં પાછી પાની કરતા નથી, સિંહ અને સર્પ સામે થવાથી બીતા નથી, તે એક છીંકના અપશુકનથી, ભૂતના આભાસથી, બીહામણા સ્વપ્નથી, જોશીના જોશથી કે હૃદયમાં સંભળાયેલી અણધારી આકાશવાણી કે ભડકથી એવા નાહિમ્મત થઈ જાય છે કે કોઇ પણ રીતે તે એ વિષયમાં શ્રદ્ધાવાન અને નિશ્ચિન્ત થઇ શકતા નથી.

૬. કંસે પણ એવી એક આકાશવાણી* સાંભળી હતી. દેવકીનો આઠમો ગર્ભ પોતાનો નાશ કરશે, એવો તેને વહેમ ભરાયો હતો; અને તેથી સર્વે ડરપોક માણસો કરે છે તેમ, એણે દેવકીનાં બાળકોને જન્મતાં જ મારી નાંખવા માંડયાં. આઠમો ગર્ભ કયો એ ગણવામાં કદાચ ભૂલ થાય, આઠમું બાળક મરે પણ બીજાં જીવતાં રહે તો કદાચ એ પણ બાપને કનડવા અને ભાઈને મારી નાંખવા માટે એના ઉપર વેર વાળે, કદાચ એ યાદવોના નેતા થાય, એવી ધાસ્તીથી એણે વસુદેવના એક પણ બાળકને જીવતું ન રાખવાનો નિશ્ચય કર્યો. આ રીતે એણે દેવકીના ૭ પુત્રોનો અન્ત આણ્યો.

દેવકી-પુત્રોનો નાશ

૭. રોહિણીના ગર્ભના પણ એ જ હાલ થાય, એ ધાસ્તીથી એને દહાડા રહેતાં જ વસુદેવે એને નંદને ત્યાં મોકલવાની પેરવી કરી દીધી. ત્યાં એને એક ઊજળો દૂધ જેવો પુત્ર થયો. એનું નામ રામ પાડયું. પાછળથી એના અતિશય બળથી એ બળરામ અથવા બળદેવને નામે ઓળખાયા. દેવકીનો સાતમો ગર્ભ ગળી પડયો. આગળ જતાં દેવકીને આઠમી વાર ગર્ભ રહ્યો. આ બાળકને અચૂક કરીને મારવાને જેમ કંસ તલપી રહ્યો હતો, તેમ એને કોઇ પણ રીતે બચાવી લેવાની વસુદેવ–દેવકીને

બળરામ

* જુઓ પાછળ 'આકાશવાણી' ઉપર નોંધ.

પણ તીવ્ર અભિલાષા હતી. યોગ એવો બન્યો કે આઠમે મહિને જ દેવકીને પ્રસવવેદના શરૂ થઇ. એ સમય શ્રાવણ વદી આઠમની મધરાતનો હતો. વરસાદ જોરથી પડતો હતો. પ્રસૂતિકાળને હજી ઘણા દિવસની વાર છે એવું લાગતું હોવાથી ચોકીદારો ઘોર નિદ્રામાં પડ્યા હતા. આવે સુયોગે દેવકીએ પુત્રને પ્રસવ્યો. ચતુર વસુદેવે તરત જ પુત્રને ઉપાડી લીધો, અને ચોકીદારોની ઊંઘનો તથા વરસાદના ઘોંઘાટનો લાભ લઇ, નદી ઊતરી, સામે કાંઠે નંદના વ્રજ તરફ પ્રયાણ કર્યું. ગ્રંથો પ્રમાણે તે જ વખતે નંદની સ્ત્રી યશોદાએ પણ એક પુત્રીને જન્મ આપ્યો હતો. યશોદા મૂર્ચ્છિત અવસ્થામાં હતી. વસુદેવે છાનામાના યશોદાની શય્યા પાસે જઇ, છોકરાને મૂકી છોકરીને ઉપાડી લીધી અને પાછા દેવકી પાસે હાજર થયા.* બાળકોની અદલાબદલીની વાત વસુદેવ દેવકી સિવાય બીજા કોઇએ જાણી નહિ. છોકરીએ રડવા માંડ્યું; એટલામાં કદાચ રાત્રિ પણ લગભગ પૂરી થઇ હશે, એટલે ચોકીદારો જાગી ઊઠ્યા અને

કૃષ્ણજન્મ

* શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય છોકરાંઓની આ પ્રમાણેની અદલાબદલીની વાત માનતા નથી. વસુદેવે કૃષ્ણને અત્યંત બાળપણમાં નંદને ત્યાં સંતાડી રાખ્યા એટલું જ આ કથા ઉપરથી ખાતરીપૂર્વક કહી શકાય એમ એ માને છે. વસુદેવ પુત્રોને ચોરી શકે એ વાત અસંભવિત લાગે છે જ. પન્નાના જેવી સ્વામીભક્તિ નંદ-યશોદાએ બતાવી હોય એ અસંભવિત નથી, પણ એમ કલ્પના કરવાને કોઇ આધાર નથી.

કંસને પ્રસૂતિના સમાચાર કહ્યા. આટલી છોકરીને તો જીવતી રાખ, એમ દેવકીએ ભાઇને આજીજી કરી, પણ કઠોર હૃદય ઉપર એની કશી અસર થઇ નહિ અને એક શિલા ઉપર પછાડી એણે બાળકીનો પ્રાણ લીધો. અત્યાર સુધી એણે ૭ બાળહત્યા કરી હતી. જો કે હૃદયને અત્યંત નિષ્ઠુર બનાવી એણે એ બાળાને પણ મારી ખરી, પરંતુ આ તો ક્રૂરતાની હદ થઈ એમ એનું પાપી હૃદય પણ એને કહેવા લાગ્યું. એ વિષેના કાંઇક પશ્ચાત્તાપથી એણે પાછળથી વસુદેવ-દેવકીને કેદખાનામાંથી છોડયાં અને એમનું કાંઇક માન પણ રાખવા લાગ્યો.

શિશુ અવસ્થા

૮. યશોદાને પુત્ર પ્રસવ્યો એવી વાત સવાર પડતાં જ આખા વ્રજમાં ફેલાઇ ગઇ. ઘરડી ઉમરે ગોપોના મુખી નંદને ત્યાં પુત્ર અવતર્યો જાણી વ્રજમાં ઘેરઘેર આનંદ ફેલાઇ ગયો. ગોવાળણીઓ હર્ષભેર વધામણાં લાવી ગીતો ગાવા લાગી. આ પુત્ર રામના જેવો ઊજળો નહોતો, પણ શ્યામ હતો. એના રંગ ઉપરથી એનું નામ કૃષ્ણ પાડયું. એ પણ રામના જેવો જ મનોહર ગાત્રોવાળો હતો. દુનિયામાં કોઇ બાળક એવું અવતર્યું નથી કે જે એનાં માબાપ અને આડોશીપાડોશીને કાંઇ વિશેષ લક્ષણોવાળું લાગ્યું ન હોય. પોતાનું છોકરું કાંઈ બીજા જ પ્રકારનું છે, એનું તોફાન, બુદ્ધિ, ડહાપણ, સદ્‌ગુણો છોકરાં માત્રથી જુદાં પડે છે, એવું ન લાગ્યું

હોય એવી માતા પૃથ્વીતળ ઉપર ભાગ્યે જ થઇ હશે. તેમાં વળી એ બાળક મોટપણે નામ કાઢે, એટલે તો એના બાલ્યજીવનના બારીક પ્રસંગો પણ અદ્ભુત થઇ જાય છે અને એની સ્મૃતિઓ આનંદદાયી થાય છે. તેમાં યે આ બે બાળકો વિશેષ લાગે એમાં નવાઇ નહોતી. એ ગોપોમાં ઉછરતા હોવાથી સર્વે તેમને ગોપ-કુમાર માનતા, અને એ પોતે પણ પોતાના ક્ષાત્રવંશને જાણતા નહોતા. છતાં અગ્નિને લાકડાની પેટીમાં કેવી રીતે સંતાડી શકાય ? તેમ કાળી કામળીમાં આ ભાઇઓનું ક્ષાત્રતેજ પણ ઢાંકયું રહ્યું નહિ. નાનપણથી જ એમની બુદ્ધિમત્તા અને સાહસિક વૃત્તિ એમની રમતોમાં જણાઇ આવતી. છાશની દોણી ફોડવામાં, સીકાં પરથી માખણ ચોરવામાં વાછડાંને છોડી મૂકવામાં એમની પૂછડી પકડી એમને આમથી તેમ ફેરવવામાં, એ કેવળ પોતાની રજોગુણી ક્ષત્રિય વૃત્તિનું દર્શન કરાવતા હતા. પોતાના માનીતા મુખીના૦ છોકરા, સૌન્દર્યના ભંડાર અને પોતાનાં તોફાનથી જબરીથી ધ્યાન ખેંચી રાખનાર, રામ–કૃષ્ણના ઉપર પ્રજાપ્રેમી ગોપીઓ ઘેલી થવા લાગી. સરખી ઉમરના છોકરાઓમાં એ સહજ જ 'વડા ગોવાળિયા' થયા. જંગલમાં રહેનાર લોકો ઉપર અનેક જાતના નૈસર્ગિક ઉપદ્રવો આવી પડે છે. ગામ ઉપર મોટાં વંટોળિયાં ફરી વળવાં, મદોન્મત્ત ગોધાનું વિફરવું, અજગર, શ્વાપદો વગેરેનો ઉપદ્રવ થવો ઇત્યાદિ અકસ્માતો કૃષ્ણને પણ થયા, પણ

તે સર્વેમાંથી એ બચ્યા. જેમ જેમ એના ઉપર પ્રકૃતિકોપ થતો અને એ તેમાંથી સહીસલામત પાર પડતા તેમ તેમ વ્રજવાસીઓને આશ્ચર્ય થતું. અકસ્માતો કોઇ અસુર તરફથી થાય છે એવી એમની માન્યતા થાય એ સ્વાભાવિક હતું. એમાંથી બચી જનાર એ કોઇ દેવ અથવા પરમેશ્વર છે એમ એમને લાગતું હોય એમ કવિએ વર્ણવ્યું છે. નાનામોટા સર્વનો કૃષ્ણ ઉપરનો પ્રેમ એની મોહક મૂર્તિ તથા પરાક્રમી, તોફાની અને વિનોદી સ્વભાવને લીધે જ કેવળ ન રહેતાં, ધીમે ધીમે આદરનું અને ભકિતનું સ્વરૂપ પકડવા લાગ્યો. તેમાં કૃષ્ણની પરોપકારિતા પણ કારણભૂત હતી જ.

કૌમાર

૯. જેમ શિશુકાળમાં માખણ ચોરવામાં, ગોરસની માટલી ફોડવામાં, પાણીનું બેડું કાણું કરવામાં કૃષ્ણની પહેલ, તેમ જ કૌમારાવસ્થામાં છાશ વલોવવામાં, વાછરડાં ચારવામાં, ખોવાયેલાં જાનવર ખોળી કાઢવામાં, ગોપકુમારોની સંભાળ લેવામાં, એમના ઉપર કોઇ પણ ભયનો પ્રસંગ આવી પડતાં ભયમાં પોતે ઝંપલાવી એમને બચાવી લેવામાં પણ એની જ પહેલ હતી.

૧૦. જેમ જેમ ભાઇઓની ઉમર વધતી ગઇ તેમ તેમ રામ–કૃષ્ણનાં બુદ્ધિ અને બળ પણ વધતાં ગયાં, અને એ બન્નેનો ઘરડા ઘરડા ગોપોને યે સારો ઉપયોગ થતો ગયો. જેમ જેમ એમનું બળ વધતું

ગયું તેમ તેમ એમની અને વિશેષે કરીને કૃષ્ણની પરદુઃખભંજનતા પણ વધવા લાગી.

**લોકપ્રિયતાનાં કારણો** (margin: પોગફૂડાવકથા)

એમણે પોતાની જ શક્તિથી બે વાર ગોપોને દાવાનળમાંથી બચાવ્યા, અતિવૃષ્ટિમાંથી રક્ષણ કર્યું, કાલિનાગનું દમન કરી યમુનાને નિર્વિષ કરી, જંગલી ગધેડાઓનો નાશ કરી વનને ભયરહિત કર્યું. વળી એમનો પ્રેમળ સ્વભાવ પણ દિવસે દિવસે વિકાસ પામતો ગયો. એમની મધુર મોરલીમાંથી નીકળતો સ્નેહરસ ગાયોને પણ સ્થિર કરી દેતો. એમનાં રાસોમાં અદ્‌ભુત આનંદરસ પ્રગટી નીકળતો. કૃષ્ણની પવિત્ર

**કૃષ્ણ–ભક્તિ**

પ્રેમળતાથી ગોપગોપીઓનાં ચિત્ત એવાં ખેંચાયાં કે એમને માટે સંસારરસ ખારો થઈ ગયો. પડતીના કાળમાં જ્યારે આપણા દેશમાં ભાવનાઓનો શુદ્ધ વિકાસ થતો અટકી પડયો, અને એનું પાવિત્ર્ય સમજવાની આપણી શક્તિ એટલી ક્ષીણ થઈ ગઈ કે કોઈ પણ ઠેકાણે સ્ત્રીપુરુષ વચ્ચે પરિચય દેખાતાં જ એમાં આપણને અપવિત્રતાની જ ગંધ આવવા લાગી, તે સમયમાં કૃષ્ણ પ્રતિની આ અત્યંત સ્વાભાવિક પ્રેમભક્તિની કથાએ આપણા દેશમાં વિકૃત સ્વરૂપ લીધું; અને વળી એ વિકૃત સ્વરૂપને આદર્શ મનાવવાનું સાહસ ભક્તોએ ખેડયું. જ્યારે કૃષ્ણના નિર્દોષ ચારિત્રનો જાર રૂપે અનુવાદ થયો તે વખતે આપણા દેશની સામાજિક દશા કેવી હશે તેનો જ ખ્યાલ કરવો યોગ્ય છે. યશોદાનંદનના ચારિત્ર્ય વિષે એ ઉપરથી અનુમાન બાંધવું એ સાહસ ગણાય.

૧૧. કૃષ્ણમાં કેવળ ભાવનાનો ઉત્કર્ષ નહોતો, કેવળ બુદ્ધિકૌશલ્ય અને શારીરિક બળ નહોતાં, પણ એમની સહસહ વિવેકબુદ્ધિ પણ જાગ્રત હતી. એ

કૃષ્ણનો સર્વાંગી વિકાસ

સમજણા થયા ત્યારથી જ એને ધર્મ અને અધર્મનો વિચાર રહેતો. ઇંદ્રની શા માટે પૂજા કરવી જોઇએ, એવી એને બાળપણથી જ શંકા થઇ. ગોપોનાં જીવનનો આધાર ગાયો અને ગોવર્ધન છે. મેઘ કાંઈ ગોપો માટે વરસતો નથી, તેમ ગોપોના અન્નકૂટથી વરસાદ વધી-ઘટી શકતો નથી; પણ ગાયોની પવિત્રતા સમજવામાં અને જેને આધારે પોતાનો નિર્વાહ બરાબર ચાલે છે તેની પૂજ્યતા જાણવામાં તેમની સમૃદ્ધિનો આધાર છે. આવા કાંઈક વિચારથી એમણે ઇંદ્રપૂજા બંધ કરાવી અને ગાય તથા ગોવર્ધનની પૂજા ચલાવી.

૧૨. આવી રીતે રામ-કૃષ્ણનાં ૧૭-૧૮ વર્ષ ગોકુળમાં વીત્યાં. ઊંચાં શરીર અને મજબુત સ્નાયુવાળા તથા મલ્લયુદ્ધમાં

યૌવનપ્રવેશ

પ્રવીણ એવા બે ભાઇઓની જોડી શ્વેત અને કાળા હાથીના જેવી શોભતી હતી. એમનાં બળ અને પરાક્રમની વાતો ચોમેર પ્રસિદ્ધ થઇ ગઈ. કંસે પણ એમને વિષે વાતો સાંભળી. વસુદેવે સગર્ભા રોહિણીને નંદને ત્યાં મોકલી આપી હતી એમ એને ખબર પડી. કૃષ્ણ પણ વસુદેવનો પુત્ર તો ન હોય એવી એને શંકા

થઈ. એ શંકા એણે એક વાર ભરસભામાં જાહેર કરીને વસુદેવને તોછડાં વચનો સંભળાવ્યાં.

કંસની શંકા

વસુદેવે કશો જવાબ વાળ્યો નહિ એટલે એની ખાત્રી થઇ જ ગઇ. પણ એણે હવે બાહ્ય ડોળ બદલ્યો. ભાણેજને જોવા એને પ્રેમ ઉભરાઈ આવ્યો. એમની મલ્લયુદ્ધની નિપુણતા જોવા એ ઉત્સુક થયો. એણે એક મોટો અખાડો રચવા આજ્ઞા કરી. મુષ્ટિક અને ચાણૂર નામે એના બે બળવાન મલ્લ હતા. તેની જોડે મલ્લયુદ્ધ કરવા એણે રામ–કૃષ્ણને નિમન્ત્રણ મોકલવાનું ઠરાવ્યું.

૧૩. એક બાજુથી કંસે મલ્લયુદ્ધના અખાડાની તૈયારી કરાવી, પણ બીજી બાજુથી

કેશીવધ

એણે રામ અને કૃષ્ણ મથુરા આવે તે પહેલાં જ એમનું કાસળ કાઢવાની યુક્તિ રચી. એણે કૃષ્ણને ઠાર મારવા માટે પોતાના ભાઈ કેશીને ગોકુળ મોકલ્યો. કૃષ્ણ ગાયો ચારતા હતા ત્યાં એક જબરદસ્ત ઘોડા ઉપર બેસી કેશી કૃષ્ણની સામે ધસ્યો. બીજા ગોપોએ કૃષ્ણને ભયસૂચક ચેતવણી આપી. ઘોડો બેધડક કૃષ્ણ ઉપર ધસી આવ્યો, પરંતુ કૃષ્ણ જરા પણ ગભરાયા વિના સ્થિર ઊભા રહ્યા. ઘોડાએ જેવી કૃષ્ણને બચકું ભરવા ગરદન લંબાવી કે તરત જ કૃષ્ણે એના લમણા ઉપર એવા જોરથી મુક્કી મારી કે ઘોડાના દાંત ઊખડી પડયા. આથી ચીડાઇને ઘોડાએ કૃષ્ણને લાત મારવા પાછલા પગ ઉંચકયા. તરત જ કૃષ્ણે એ

પગ પકડી લઈ ઘોડાને એવા જોરથી ઉછાળ્યો કે એ ધડીંગ દઈને નીચે પડયો અને સાથે કેશીને પણ પછાડયો. કેશી જમીન પર પડતાં જ યમદ્વાર પહોંચ્યો અને ઘોડો પણ થોડાં તરફડિયાં ખાઈ એ જ માર્ગે ગયો. આ સમાચાર સાંભળી કંસના તો હોશકોશ જ ઊડી ગયા. એ ભૂખ, તરસ ને ઊંઘ ખોઈ બેઠો. એનું હૃદય એને ડંખવા લાગ્યું. ચિન્તાથી એ ઘરડા જેવો થઈ ગયો. જાગતાં અને સ્વપ્નમાં એ ભયને જ જોવા લાગ્યો.

૧૪. છતાં, અખાડાનો મંડપ તૈયાર થતાં એણે અક્રૂર નામે એક યાદવને રથ લઈ રામ અને કૃષ્ણને તેડવા મોકલ્યો, અને ગોપોને પણ નોતર્યો. સાથે સાથે એણે પોતાના મલ્લોને રામ–કૃષ્ણને રમતમાં મારી જ નાંખવાની સૂચના કરી રાખી.

અક્રૂરાગમન

૧૫. અક્રૂર વસુદેવનો પિતરાઈ હતો. એ બહારથી કંસનો રાજસેવક છતાં અંદરથી વસુદેવના પક્ષનો હતો. એટલે બે ભાઈઓને મથુરા લાવતાં પહેલાં ત્યાંના રાજપ્રકરણથી વાકેફ કરવા વસુદેવના પક્ષના યાદવોએ અક્રૂરને સમજાવી રાખ્યો.

૧૬. અક્રૂરનો રથ નંદના આંગણામાં આવી લાગ્યો. ગોપોએ રાજદૂતનો યથાયોગ્ય સત્કાર કર્યો. અક્રૂરે નંદ–યશોદાને કૃષ્ણજન્મ વિષેની ખરી હકીકત ઉઘાડી પાડી કહી. ગ્રંથો પ્રમાણે કૃષ્ણ પોતાનો પુત્ર નથી એ જાણતાં જ બિચારાં નંદ અને યશોદા સ્તબ્ધ

જ થઈ ગયાં. ગોપોને પણ આકાશ તૂટી પડવા જેવું થયું. અત્યાર અગાઉ વ્રજ ઉપર ઘણાં યે તોફાનો ચડયાં હતાં, પણ આ અક્રૂરનું આગમન તો જાણે વ્રજને જીવતાં દાટવા માટે થયું હોય એમ સર્વેને લાગ્યું.

૧૭. અક્રૂરે રામ–કૃષ્ણ જોડે એકાન્તમાં ઘણી વાતો કરી. કંસના જુલમની હકીકત કહી; વસુદેવ–દેવકી પર થયેલા અત્યાચારો સંભળાવ્યા; રામ–કૃષ્ણને મલ્લયુદ્ધમાં નોતરવામાં કંસનો આન્તરિક ઉદ્દેશ પણ જણાવ્યો, અને રામ–કૃષ્ણ જો કંસનો અન્ત લાવે તો યાદવો સર્વે એના પક્ષમાં જ રહેશે એવી ખાત્રી પણ આપી.

૧૮ રામ અને કૃષ્ણે સર્વે હકીકત સાંભળી લીધી. કંસનો ભાર પૃથ્વી પરથી હલકો કરવાનો એમને ધર્મ પ્રાપ્ત થયો છે એમ એમને સ્પષ્ટ ભાસ્યું. એમણે અક્રૂર જોડે જવાનો નિશ્ચય કર્યો.

૧૯. રામ અને કૃષ્ણને વિદાય કરવાનો વખત આવ્યો. વિદાય એટલે લગભગ નિરન્તરનો જ વિયોગ હતો. એ વેળાનું દૃશ્ય શુષ્ક હૃદયને પણ રડાવે એવું હતું. નંદ–યશોદાને તો વગર મોતે એકના એક પુત્રને ખોઇ બેસવા જેવું થયું. વ્રજવાસીનાં ચિત્તને કનૈયાએ એવાં આકર્ષી લીધાં હતાં, કે શરીરના રંગથી સાર્થક થયેલું નામ એની પ્રેમની શક્તિથી પણ યોગ્ય ઠર્યું. વ્રજવાસીને મન મધુરી મોરલીવાળો સર્વસ્વ થઇ પડયો હતો. કૃષ્ણે એમનાં

**વિદાયગીરી**

મન તો લઇ જ લીધાં હતાં, અને તન–ધન પણ એ પોતા પાસે રાખવા ઇચ્છતાં નહોતાં. પતિપુત્રાદિક પરનો એમનો નૈસર્ગિક મોહ પણ કૃષ્ણના દિવ્ય માધુર્ય આગળ હારી ગયો. કૃષ્ણે વ્રજવાસીઓનું જીવન જ ફેરવી નાંખ્યું હતું. વેદાન્તના અધ્યયન વિના, સૂક્ષ્મ બુદ્ધિથી થતા સાંખ્યવિચાર વિના, યોગના અભ્યાસ વિના, પ્રાણના વિરોધ વિના વ્રજનાં ગોપગોપીઓ જેવાં અસંસ્કારી અને અણુઘડ જનો યે કેવળ નિર્દોષ પ્રેમના અત્યુત્કર્ષથી પોતાનાં ચિત્ત શુદ્ધ કરી પાર પામી જઇ શકે એવું બતાવવાની દૃષ્ટિથી પુરાણકારોએ શ્રી કૃષ્ણનું વ્રજનું ચરિત્ર ચીતર્યું છે. ગોપકથા દ્વારા એમણે ભક્તિયોગને સમજાવ્યો છે.

૨૦. કૃષ્ણનો ગોપિકાઓ પ્રત્યેનો પ્રેમ કેવો હશે?

**કૃષ્ણ અને ગોપીઓ**

માતા સિવાયની અન્ય સ્ત્રીઓ પર પાંચ વર્ષના બાળકની કેવા ભાવથી દૃષ્ટિ પડતી હશે? આપણે સંસારીઓ એમ જાણીએ છીએ કે સમજણો માણસ પરસ્ત્રીમાં મા–બેન કે દીકરીના સંબંધની ભાવના પ્રયત્નથી બાંધીને જ નિર્દોષ રહી શકે. આનું કારણ એ છે કે આપણે બાલ્યાવસ્થાની નિર્દોષતા ગૂમાવી બેઠા છીએ. બાળકને એવી ભાવના ઘડવી પડે છે? જેના હૃદયમાં કુવિચાર જાગ્યો છે તેને નિર્દોષતા ફરીથી પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો પડે છે. બાળકને એ સહજ છે, પણ આપણે એમ માનીએ છીએ કે અમુક વર્ષ પછી

ચિત્તની નિર્દોષ સ્થિતિ કલ્પી જ ન શકાય. આપણા યુગના મલિન વાતાવરણનું જ આ પરિણામ છે.* જ્યારે ચિત્તની પુનઃશુદ્ધિ કરી વયે મોટા છતાં પાંચ વર્ષની ઉમરનો અનુભવ આપણે ફરીથી કરી શકીશું ત્યારે જ આપણે કૃષ્ણનો અલૌકિક પ્રેમ સમજવાને યોગ્ય થઈશું. પછી કૃષ્ણ પર કલંક લગાડવાની, એ કલંકને ક્ષંતવ્ય ગણવાની કે એના ઉપર કાંઇ ભાષ્ય કરવાની જરૂર નહિ રહે; જે સહજ હોવું જોઇએ, તે જ જણાશે ત્યારે આપણી ખાત્રી થશે કે ગોપીજન-પ્રિય કૃષ્ણ સદા નિષ્કલંક અને બ્રહ્મચારી હતા, યુવાન છતાં બાળક જેવા હતા અને ગોપીઓનો એમના પ્રત્યેનો પ્રેમ પણ એટલો જ નિર્દોષ હતો.

---

* જુઓ પાછળ નોંધ.

ગજવધ

અન્તે હૈયું કઠણ કરી વ્રજવાસીઓએ રામ-કૃષ્ણને અક્રૂર સાથે વિદાય કર્યો. ઠરાવેલે સમયે બે ભાઇઓ અખાડા તરફ જવા નીકળ્યા. રાજા-પ્રજા ઉભય એ ખેલ જોવા ભેગા થયા હતા. મલ્લકુસ્તીમાં જ બે ભાઇનો નાશ થાય એટલી યે કંસને ધીરજ નહોતી. એને કાંઈ ખેલ જોવો નહોતો. એને તો જે તે રીતે રામ કૃષ્ણના પ્રાણ લેવા હતા. તેથી અખાડાના મંડપના દ્વાર સમ્મુખ આવતાં જ કંસની આજ્ઞાથી એક મહાવતે એક મહોન્મત્ત હાથીને કૃષ્ણની સામે દોડાવ્યો. કૃષ્ણે વિજળી જેવી ચપળતા વાપરી પહેલાં હાથીને ખૂબ થકવ્યો અને પછી એનો દાંત જોરથી ઉખાડી નાંખી એ જ દાંતના ફટકાથી એનું માથું ભાંગી નાંખ્યું.

મુષ્ટિક-ચાણૂર-મર્દન

૨. આ પરાક્રમથી એક બાજુથી કંસના હોશકોશ ઊડી ગયા પણ બીજી બાજુથી પ્રજાનો સમભાવ કૃષ્ણ પ્રત્યે ઢળ્યો. કંસના કાવતરા માટે પ્રજા એનો ફિટકાર કરવા લાગી. રમત શરુ કરવાનો વખત થયો. કંસે જેમતેમ કરીને હિમ્મત પકડી, મુષ્ટિક અને ચાણુર સાથે મલ્લયુદ્ધ કરી પોતાની વિદ્યા દેખાડવાનું રામ અને

કૃષ્ણને કહ્યું. રામ–કૃષ્ણ તો હજુ ૧૭–૧૮ વર્ષનાં બાળક હતાં. મુષ્ટિક અને ચાણુરે અજિંક્ય મલ્લ તરીકે અત્યાર પહેલાં પ્રસિદ્ધિ મેળવેલી હતી. લોકોને આ યુદ્ધ અયોગ્ય લાગ્યું, પણ બે ભાઇઓએ કાંઇપણ તકરાર વિના યુદ્ધનું નિમન્ત્રણ સ્વીકાર્યું. મુષ્ટિક સાથે રામ અને ચાણુર સાથે કૃષ્ણ બાઝયા. મલ્લો ધર્મ-યુદ્ધ જ કરવાની મુરાદથી આવ્યા નહોતા. થોડા દાવમાં જ રામ–કૃષ્ણે પોતાના સામેરીનું કપટ કળી લીધું, અને તેમણે પણ બેઉનો યુદ્ધમાં અન્ત જ લાવવાનો નિશ્ચય કર્યો. ઘણો વખત સુધી કુસ્તી ચાલી. છેવટે જોરથી એક મુક્કી મારી કૃષ્ણે ચાણુરને યમપુરીનો માર્ગ દેખાડયો. એક બીજો મલ્લ-તોશળ–એની સામે લડવા ઊભો થયો. એની જોડે વળી કૃષ્ણ ભીડયા. એટલામાં રામે પણ મુષ્ટિકના પ્રાણ લીધા. એ જોઈને કૃષ્ણે તોશળને ઊચકીને એવો પછાડયો કે પછડાતાં જ તે મરી ગયો.

કંસ-વધ

૩. આ દેખાવ જોઇ કંસ આભો જ બની ગયો અને એકદમ બૂમ પાડી ઊઠયો કે આ છોકરાઓને અહીંથી હાંકી કાઢો અને નંદ–વસુદેવને શિક્ષા કરો. પણ એ બોલે એટલામાં તો કૃષ્ણ એના સિંહાસન પાસે જઇ પહોંચ્યા અને એને રંગમંડપમાં પછાડયો. તરત જ કંસના પ્રાણ ચાલ્યા ગયા. સભાગૃહ ચપાચપ ખાલી થવા લાગ્યું. કોઇ પણ ક્ષત્રિયે કંસની બાજુ લીધી નહિ. માત્ર

કંસનો એક ભાઈ શ્રીકૃષ્ણ સામે ધસ્યો. બળરામે એને પૂરો કર્યો. રામ અને કૃષ્ણ દેવકી-વસુદેવ પાસે પહોંચ્યા અને એમનાં ચરણમાં પોતાનાં મસ્તક મૂક્યાં. જન્મ્યા ત્યારથી આજે જ માતા-પિતા પોતાના પુત્રોને મળ્યાં. જીવલેણ યુદ્ધમાંથી તે સહીસલામત ઊતર્યો હતા. એમનાં આનંદનો પાર રહ્યો નહિ. આઠે નેત્રો-માંથી લાંબા કાળના વિયોગની સ્મૃતિનાં અને હર્ષનાં આંસુનો પ્રવાહ આલ્યો. ચારે છાતીઓ પ્રેમથી ઉછળવા લાગી.

ઉગ્રસેનનો અભિષેક

૪. સર્વે યાદવોએ ધાર્યું હતું કે શ્રીકૃષ્ણ જ રાજ્યગાદી લેશે, પણ એમણે એમ ન કરતાં કંસના પિતા ઉગ્રસેનને બંધનમાંથી મુક્ત કરી સિંહાસન પર બેસાડયા અને કંસનું ઔર્ધ્વદેહિક * યોગ્ય રીતે પાર પાડયું.

ગુરુગૃહે

૫. મથુરાની વ્યવસ્થા થઈ ગયા પછી રામ અને કૃષ્ણનો ઉપવીતસંસ્કાર થયો અને એમને ઉજ્જયિનીમાં સાંદીપનિ નામે એક ઋષિને ત્યાં વિદ્યાભ્યાસ કરવાનું થયું. થોડા સમયમાં એમણે વેદવિદ્યા અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો અને પોતાની ગુરુભક્તિથી ઋષિને અતિશય પ્રસન્ન કર્યા. જોકે હવે તે પૂર્ણ વભવશાળી બન્યા હતા, તોપણ રાનમાંથી લાકડાં, સમિધા, દર્ભ ઇત્યાદિ આણી આપવા

* મરણ પછીની ક્રિયાઓ.

ગાયનું દૂધ દોહવું, ઢોર ચરાવવાં વગેરે સર્વ પ્રકારની સેવા તેઓ શ્રદ્ધાથી કરતા. ગુરુદક્ષિણા આપી બે ભાઇઓ પાછા મથુરા આવ્યા. મલ્લ તરીકે એમની ખ્યાતિમાં ધનુર્ધર તરીકેની ખ્યાતિનો વધારો થયો.

જરાસંધની ચઢાઇ

૬. કંસની બે સ્ત્રીઓ જરાસંધની પુત્રીઓ હતી એમ આગળ કહ્યું છે. પતિના મરણ પછી એ પોતાને પીયર ગઇ અને જમાઈના મરણનું વેર વાળવા જરાસંધને ઉશ્કેરવા લાગી. જરાસંધ આ વખતે સર્વ હિન્દુસ્તાનના સર્વભૌમપદે પહોંચેલો હતો. દંતવક્ર; શિશુપાળ, ભીમક વગેરે અનેક રાજાઓ અને રાજકુમારો તેની સાથે મિત્રતા રાખતા હતા. તે સઘળાના મદદથી જરાસંધ એક મોટું સૈન્ય લઇ મથુરા ઉપર ચડી આવ્યો. બળરામ અને કૃષ્ણના સેનાપતિપણા નીચે યાદવોએ કિલ્લાનું રક્ષણ કરવા માંડયું. સત્તાવીશ દિવસ પર્યંત એક સરખું યુદ્ધ ચાલ્યું. અઠ્ઠાવીશમે દિવસે બળરામ કેટલાક વીરો સાથે કિલ્લા બહાર નીકળ્યા અને મગધના સૈન્ય પર તૂટી પડયા. તે જ વખતે બીજે દરવાજેથી કૃષ્ણ પણ બહાર નીકળી પડયા. બન્ને જગાએ ભયંકર કાપાકાપી ચાલી. બળરામે જરાસંધના ડિમ્ભક નામના બળવાન મલ્લને માર્યો. છેવટે જરાસંધને ઘેરો ઊઠાવી પાછા ચાલ્યા જવું પડયું.

૭. એ ગયો તે પાછો આવવાનો જ એમ બધાને ખાત્રી હતી. તેથી યાદવો ગાફેલ ન રહેતાં મથુરાના રક્ષણ માટે ઝપાઝપ તૈયારી કરવા લાગ્યા.

૮. ધાર્યા પ્રમાણે થોડા વખતમાં જ જરાસંઘ પાછો ચડી આવ્યો. આ વખતે કેટલાક અનુભવી યાદવોને એમ લાગ્યું કે ભલે અનેક વાર જરાસંધ હારે, છતાં એનું બળ અખૂટ અને યાદવોનું પરિમિત ગણાય. જરાસંધનો સર્વ રોષ રામ અને કૃષ્ણ પર હતો; માટે સારામાં સારો ઉપાય તો રામ અને કૃષ્ણે મથુરા છોડવું એ જ ગણાય.

જરાસંધની બીજી ચઢાઈ

૯. આવા વિચારથી એ યાદવોએ બે ભાઈઓને મથુરા છોડવા વિનંતિ કરી. પ્રજાનું હિત જોઈ બે ભાઈઓએ તરત જ એ વિનંતિ સ્વીકારી લીધી અને ક્ષણનો પણ વિલંબ ન કરતાં દક્ષિણમાં કરવીર શહેર આગળ જઈ પહોંચ્યા. ત્યાં એમને પરશુરામનો મેળાપ થયો. પરશુરામે એમને આજુબાજુના પ્રદેશની અને રાજકીય સ્થિતિની માહિતી આપી. એમની સલાહથી રામ અને કૃષ્ણ ગોમન્તક પર્વતના શિખર ઉપર રહ્યા.

રામ-કૃષ્ણનો મથુરાત્યાગ

૧૦. રામ-કૃષ્ણ મથુરા છોડી ગયા એ વાતની ખબર પડતાં જરાસંધે એમનો પીછો પકડયો. ગોમન્તક પર્વતમાં બે ભાઈઓ સંતાયા છે એવી એને ભાળ પણ લાગી. એમને જીવતા બાળી મૂકવાના અથવા લડાઈના મેદાનમાં લડવા માટે આવવા ફરજ પાડવાના ઈરાદાથી શિશુપાળની સલાહથી એણે પર્વતને ચારે ગમથી

ગોમન્તક પર્વતનું યુદ્ધ

સળગાવી મૂકયો. ચારે બાજુ ભયંકર અગ્નિ પ્રગટેલો જોઈ, રામ અને કૃષ્ણે પોતાનાં આયુધો લઇ પર્વત પરથી કૂદકો મારી જરાસંધના સૈન્ય પર ધસી પડવાનું પસંદ કર્યું. એક શિખરનો આશ્રય લઇ બન્નેએ પોતાની ધનુર્વિદ્યાના પ્રભાવથી જરાસંધના સૈન્યનો સારીપેઠે ઘાણ વાળ્યો. પછી બળરામે હળ અને મુશળથી તથા શ્રીકૃષ્ણે ચક્રથી અનેક વીરોનું કંદન ચલાવ્યું. છેવટે જરાસંધ પરાભવ પામી પાછો ગયો. શ્રીકૃષ્ણ અને બળરામ ગોમન્તક પરથી નીકળી ક્રૌન્ચપુર આવ્યા. શિશુપાળના પિતા દમઘોષ ક્રૌન્ચપુરનો રાજા અને કૃષ્ણનો ફુઓ થતો હતો. તેણે બે ભાઇઓનો સારો સત્કાર કર્યો અને કેટલુંક સૈન્ય આપી તેમને મથુરા રવાના કર્યો.

મથુરાનિવાસ

૧૧. રસ્તામાં શૃગાલ નામે એક રાજાએ દ્વંદ્વયુદ્ધ માટે કૃષ્ણને આહ્વાન કર્યું અને તેમાં તે હાર્યો. મથુરા પહોંચતાં જ મથુરાવાસીઓએ શ્રીકૃષ્ણ અને રામનું ખૂબ ગાજતેવાજતે સ્વાગત કર્યું. આ પછીનાં બે ત્રણ વર્ષો આનંદમાં ગયાં. આ સમયમાં જ કૃષ્ણને પોતાની ફોઇ કુન્તીના છોકરાઓ—પાંડવો—સાથે ઓળખાણ થઇ અને એમના પર કૃષ્ણની પ્રીતિ બેઠી. જોકે અર્જુન કૃષ્ણ કરતાં લગભગ અઢાર વર્ષે નાનો હોવાથી આ વખતે માત્ર પાંચ–છ વર્ષનો જ હતો, તોપણ એ કૃષ્ણનું ખાસ પ્રીતિનું પાત્ર થઈ પડયો. એ પ્રીતિસંબંધ દિવસે

દિવસે વધતો જ ગયો અને આગળ જતાં કૃષ્ણ અને અર્જુન બન્ને ગાઢ સખા થઈ રહ્યા. આ સમયમાં જ બળરામ એકવાર ગોકુળ જઇ આવી વ્રજવાસીઓને ચે મળી આવ્યા.

રુકિમણી સ્વયંવર

૧૨. આ પછી વિદર્ભના* રાજા ભીષ્મકે પોતાની દીકરી રુકિમણીનો સ્વયંવર રચ્યો. એમાં એણે અનેક રાજાઓને નિમન્ત્રણ મોકલ્યું હતું, પણ યાદવોને હલકા કુળના ક્ષત્રિયો ગણી ટાળ્યા હતા. આથી તે સમયના રિવાજ પ્રમાણે શ્રીકૃષ્ણ રુકિમણીનું હરણ કરવા યાદવ સૈન્ય સાથે કુણ્ડિનપુર દોડયા. આવ્યા એટલે પ્રીતિથી ને બીકથી ભીષ્મકને કૃષ્ણનું સ્વાગત કર્યા વિના ચાલ્યું નહિ; પણ આથી જરાસંધ, શિશુપાળ વગેરે રાજાઓ રીસાઇ ગયા, અને કુણ્ડિનપુર છોડી પોતપોતાને દેશ ચાલ્યા ગયા. એથી સ્વયંવર જયાંનો ત્યાં રહ્યો અને કૃષ્ણ પણ મથુરા પાછા ફર્યા.

મથુરા પર પુનઃઆક્રમણ

૧૩. પણ કૃષ્ણને લીધે જ સ્વયંવરમાંથી જરાસંધ શિશુપાળ વગેરે મુકુટધારી રાજાઓને પાછા જવું પડયું તેનું એમને બહુ અપમાન લાગ્યું. એનો બદલો વાળવા તેમણે મથુરા ઉપર ફરીથી ચઢાઈ કરવા નિશ્ચય કર્યો.

---

* હાલનો વરાડ અથવા બીરાર એ પ્રાચીન વિદર્ભનો ભાગ ગણાય છે. ઉમરાવતીથી થોડા ગાઉ દૂર કુણ્ડિનપુર હતું એમ મનાય છે.

એમણે પશ્ચિમ તરફથી કાલયવનને પણ બોલાવ્યો અને બે બાજુથી યાદવોના રાજ્ય પર હલ્લો કરવાની તથા મથુરાને ઘેરવાની તૈયારી કરી. સામટા બે શત્રુઓ સામે લડવાની યાદવોની હિમ્મત નહોતી. તેઓ ગભરાઈ ગયા. આથી બધી સ્થિતિનો વિચાર કરી શ્રીકૃષ્ણે મથુરાને તેમજ યાદવોને આ ત્રાસમાંથી કાયમને માટે છોડાવવા માટે એવો નિર્ણય કર્યો કે યાદવોએ મથુરા છોડી દઈ આનર્ત ( કાઠિયાવાડ ) દેશમાં એક નવું શહેર વસાવવું.

૧૪. કૃષ્ણનો નિર્ણય સર્વેએ પસંદ કર્યો. વગરઢીલે સર્વ યાદવો મથુરા છોડી ગયા. દ્વારિકા આગળ સર્વેએ ઉતારા નાંખ્યા. પછી ત્યાં આગળ એક કોટ બાંધવાની વ્યવસ્થા કરી, કૃષ્ણ કાલયવનની ખબર લેવા મથુરા તરફ પાછા ફર્યા. ધોળપુર પાસે કૃષ્ણનો અને કાલયવનનો ભેટો થયો. શ્રીકૃષ્ણે કાલયવનના સૈન્યને ધોળપુરના ડુંગરામાં લઈ જઈ એક અડચણવાળી જગામાં ફસાવ્યું. આથી ક્રોધે ભરાઈ કાલયવન એકલો જ કૃષ્ણની પાછળ પડયો, પણ એક મુચકુન્દ નામે રાજાનો ભોગ થઈ પડયો.

૧૫. કાલયવનના મરણથી એની સેના અવ્યવસ્થિત થઈ ગઈ અને કૃષ્ણે તેનો સહેલાઈથી પરાભવ કર્યો. પોતાની રથાદિ સર્વ સંપત્તિ છોડીને તેમને નાસવું પડ્યું. કૃષ્ણ તે સંપત્તિ લઈ દ્વારિકા આવ્યા. યાદવોએ મથુરાનો ત્યાગ કીધાથી જરાસંધને પણ ચઢાઈ અટકાવવી પડી અને પોતાને દેશ પાછા જવું પડયું.

# દ્વારિકાપર્વ

દ્વારિકામાં કૃષ્ણે એક સુંદર શહેર વસાવ્યું. પોતાના પિતા વસુદેવનો યાદવોના રાજા તરીકે અભિષેક

દ્વારિકામાં વસવાટ

કર્યો. બળદેવને યુવરાજ ઠરાવ્યા. દશ વિદ્વાન યાદવોનું એક મંત્રીમંડળ નીમ્યું અને બીજા વીર યાદવોને મુખ્ય પ્રધાન, સેનાપતિ વગેરેનાં પદો આપ્યાં. પોતાના ગુરુ સાંદીપનિને ઉજ્જયિનીથી બોલાવી રાજપુરોહિત તરીકે નીમ્યા. માત્ર પોતે જ કોઇપણ પદ વિનાના રહ્યા. પણ મુકુટધરનો મુકુટ, પદવીધરોની પદવી અને મંત્રીઓની મંત્રણા એમના વડે જ હતી એ કોઈનું અજાણ્યું નહતું.

રુકિમણી હરણ

૨.° આટલા સમયમાં રુકિમણીના ભાઇ રુક્મીના આગ્રહથી ભીષ્મકે શિશુપાળ જોડે રુકિમણીનું લગ્ન નક્કી કર્યું. પણ રુકિમણીએ કૃષ્ણને જ વરવા મનથી નિશ્ચય કર્યો હતો, તેથી એણે પોતાનું હરણ કરી લઇ જવા કૃષ્ણને સન્દેશો મોકલ્યો. કૃષ્ણ તરત જ કુણ્ડિનપુર જવા નીકળ્યા. બળરામને ખબર પડી ત્યારે તે પણ સૈન્ય લઇ ભાઇની મદદે પાછળ આવ્યા. વિવાહની

પહેલાં કુળાચાર પ્રમાણે રુક્મિણી કુળદેવીનાં દર્શન કરવા મન્દિરે ગઇ. ત્યાંથી સંકેત મુજબ કૃષ્ણે એને રથમાં બેસાડી લઇ ઘોડા દોડાવી મૂકયા. શિશુપાળ અને એના સહાયક રાજાઓ કૃષ્ણની પાછળ દોડયા. પણ એટલામાં બળરામ આવી પહોંચ્યા હતા. તેમણે એ રાજાઓને અટકાવી હરાવ્યા. માત્ર રુકમી કૃષ્ણની પાછળ પડયો. એણે કૃષ્ણને નર્મદા કિનારે પકડી પાડયા અને યુદ્ધ માટે આહ્વાન કર્યું. એક બાજુ ભાઈ અને બીજી બાજુ પતિ હોવાથી બન્ને વિષે પ્રીતિવાળી રુક્મિણી ગભરાઇ ગઇ. પોતાનું તેમજ ભાઇ ઉભયનું રક્ષણ કરવા એણે કૃષ્ણને વિનંતિ કરી. બે વચ્ચે લડાઈ ચાલી. રુકમી ઘાયલ થયો. કૃષ્ણે એને એના જ રથમાં બાંધી પોતાનો રથ દ્વારિકા તરફ દોડાવ્યો. રુકમી શરમનો માર્યો કુણ્ડિનપુર ગયો જ નહિ, પણ ત્યાં જ (હાલના ડભોઇ પાસે) રાજ્ય સ્થાપીને રહ્યો. આ બનાવોથી રુકમી, શિશુપાળ, જરાસંધ અને એમના મિત્રો દંતવક્ર, શાલ્વ અને પૌણ્ડ્રક-વાસુદેવ કૃષ્ણના કટ્ટા શત્રુ થઇ રહ્યા. રુક્મિણી ઉપરાંત કૃષ્ણને બીજી પણ સ્ત્રીઓ હતી કે કેમ અને હોય તો કેટલી તે વિષે વિદ્વાનોમાં મતભેદ છે. શ્રી. બંકિમચંદ્રે શ્રીકૃષ્ણને એક જ પત્ની હતી એમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે, અને એમની દલીલો વજુદવાળી જણાય છે. તેમનો પરિવાર મોટો હતો.

૩. આ સમયમાં આસામમાં નરકાસુર નામે રાજા

રાજ્ય કરતો હતો. તે અત્યંત દુષ્ટ અને ઉન્મત્ત હતો.

નરકાસુર વધ

અનેક દેશની સુંદર સુંદર છોકરીઓનું હરણ કરી તેણે તેમને કેદ કરી હતી. તે ગરીબ છોકરીઓને છોડાવવાનો શ્રીકૃષ્ણે વિચાર કરી નરકાસુર ઉપર સ્વારી કરી અને લડાઇમાં તેનો વધ કર્યો. છોકરીઓને બંધનમાંથી મુક્ત કરી, નરકાસુરના પુત્ર ભગદત્તને ગાદીએ બેસાડી, શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા આવ્યા.

શિશુપાળનું આક્રમણ

૪. કૃષ્ણની ગેરહાજરીમાં શિશુપાળે દ્વારિકા પર ચડાઇ કરી હતી. શહેરને તે લઇ તો શક્યો નહિ, પણ એને આગ લગાડીને તેણે પુષ્કળ નુકસાન કર્યું. કૃષ્ણે આવી દ્વારિકાને વળી પાછી બંધાવી અને એની શોભામાં હતો તેથી વિશેષ વધારો કર્યો.

## પાંડવપર્વ

આ કાળમાં પાંડવો ભારે વિપત્તિમાં આવી પડયા હતા. દુર્યોધને એમને પોતાના જ મહેલમાં જીવતા બાળી મૂકવાનું કાવતરું રચ્યું હતું. પણ, ભીમની ચાલાકીથી તેઓ બચી ગયા હતા. ત્યારથી તેઓ બ્રાહ્મણને વેષે દેશદેશાન્તરમાં ભટકી પોતાના દિવસો ગાળતા હતા. વિદુર સિવાય સર્વ જગત એમને મરી ગયેલા જાણતું હતું. કૌરવોએ એમની શ્રાદ્ધાહ્નિક ક્રિયા કરીને જાહેર રીતે શોક પણ પાળ્યો હતો. પરંતુ નીચેના બનાવે એમને પાછા ઊઘાડા પાડયા.

પાંડવો

૨. પાંચાલ દેશના દ્રુપદ રાજાને દ્રૌપદી નામે પુત્રી હતી. એક ફરતા ચક્રમાં રહેલા લક્ષ્યને તેનું પ્રતિબિમ્બ જોઈને જે વીંધે તેને દ્રૌપદી વરાવવી એવું પણ કરીને તેણે સ્વયંવર રચ્યો. પોતાના પુત્ર પ્રદ્યુમ્નને એ કન્યા મળે તો જોવું, એ ઉદ્દેશથી કૃષ્ણ પણ કામ્પિલ્યનગર ગયા. પાંડવો પણ કાપડીને વેષે ત્યાં આવ્યા હતા અને બ્રાહ્મણોમાં જઈને બેઠા હતા. દ્રુપદ રાજાએ મૂકેલું પણ કોઈ પણ ક્ષત્રિયથી જીતી શકાયું નહિ.

દ્રૌપદી સ્વયંવર

શ્રીકૃષ્ણ અને સાત્યકિ[1] સમર્થ હતા છતાં ઊઠયા નહિ. દુર્યોધનનો મિત્ર કર્ણ ઊઠયો, પણ તે સૂતપુત્ર[2] હોવાથી દ્રૌપદીએ તેને ધનુષ્યને હાથ લગાડવા દીધો નહિ. એટલે બ્રાહ્મણોને પોતાનું કૌશલ્ય દર્શાવવાનો વારો આવ્યો. અર્જુન લાગલો જ ઊઠયો અને જોતજોતામાં પણ જીતી લીધું. દ્રૌપદીએ તેને વરમાળા અર્પી અને એને લઇને પાંડવો કુન્તીની પાસે ગયા. કુન્તીએ એને આશીર્વાદ આપી પાંચે પાંડવોની પત્ની થવા આજ્ઞા કરી. કૃષ્ણે અર્જુનને તરત જ ઓળખ્યો અને એની પાછળ એને ઘેર ગયા. એમણે તે દિવસથી દ્રૌપદીને પોતાની બહેન માની અને એમની મદદથી પાંડવોનું દ્રૌપદીની સાથે ઠાઠથી લગ્ન થયું.

ઇન્દ્રપ્રસ્થ

૩. પાંડવો જીવતા છે એમ ખબર પડતાં કૌરવોના પેટમાં ફાળ પડી, પણ એમણે બહારથી આનંદ દર્શાવ્યો અને યુધિષ્ઠિરને અર્ધું રાજ્ય સોંપ્યું. પાંડવો ઇન્દ્રપ્રસ્થ નામે એક શહેર વસાવી રાજ્ય કરવા લાગ્યા. એમનાં નીતિ અને પરાક્રમથી થોડા સમયમાં એ રાજ્ય

---

૧ એક યાદવ વીર; દ્રોણાચાર્યનો શિષ્ય.

૨ બારોટ ચારણ જેવી એક જાતિ. કર્ણ વાસ્તવિક રીતે કુન્તીપુત્ર હતો, પણ કુન્તીએ એને નાનપણમાં ત્યજેલો હોવાથી એને દુર્યોધનના દરબારની રાધા નામની એક ચારણીએ ઉછેર્યો હતો.

સમૃદ્ધિને પામ્યું. આથી દુર્યોધનની ઈર્ષ્યા વધતી ગઈ. બીજી બાજુથી બળરામની બહેન સુભદ્રા* સાથે અર્જુનનું લગ્ન થવાથી કૃષ્ણનો એમની સાથેનો સંબંધ વધારે ગાઢ થયો.

૪. આવી રીતે કેટલાંક વર્ષો વીતી ગયાં. એટલામાં એક દિવસ કેટલાએક રાજાઓ તરફથી એક દૂત શ્રીકૃષ્ણ પાસે આવ્યો. તેણે જણાવ્યું કે મધ્ય દેશમાંથી કૃષ્ણ નીકળી જવાથી જરાસંધનું બળ

* અર્જુન ક્ષાત્ર રીતિ પ્રમાણે સુભદ્રાનું હરણ કરી પરણ્યો હતો; પણ એમાં બળદેવનો વિરોધ અને કૃષ્ણની સંમતિ હોવાથી બળરામે અર્જુનનું એ કૃત્ય સહન કરી લીધું. પણ સુભદ્રા સગી બહેન હોવા છતાં એમણે અર્જુન જોડે વિશેષ સખ્ય કર્યું નહિ. એનો પક્ષપાત એના શિષ્ય દુર્યોધન પ્રતિ વિશેષ હતો. બીજી બાજુથી કૃષ્ણનો પુત્ર સામ્બ દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું હરણ કરી પરણ્યો હતો; આમ કૃષ્ણ અને દુર્યોધન એક બીજાના વેવાઈ હોવા છતાં એમની વચ્ચેનો સંબંધ મીઠો નહોતો.

આના નિમિત્તથી મહાભારતમાં કેટલાં વેર પ્રગટ થયેલાં જણાય છે એ વિચારવા જેવું છે. કૃષ્ણ અને શિશુપાળ તથા એના મિત્રરાજાઓ વચ્ચેનું વેર રુક્મિણી નિમિત્તે થયું; કૃષ્ણ અને શતધન્વા વચ્ચેનું વેર સત્યભામા નિમિત્તે થયું; બળરામનું પાંડવો વિષે વૈમનસ્ય સુભદ્રાના હરણને લીધે ગણાય; દુર્યોધનને કૃષ્ણ સાથે અણબનાવ લક્ષ્મણાના હરણને લીધે થયો; અને દ્રૌપદી એ મહાભારતના યુદ્ધમાં મોટામાં મોટું નિમિત્તકારણ ગણાય.

અતિશય વધી ગયું છે અને તેણે સેંકડો રાજાઓને જીતીને કેદમાં પૂર્યા છે. હવે તેનો વિચાર એ સર્વે રાજાઓનું બલિદાન કરી પુરુષમેધ કરવાનો છે. એથી એ સર્વે કૃષ્ણનું શરણ ઇચ્છે છે. દૂતના આ સંદેશા પર કૃષ્ણ વિચાર કરતા હતા, એટલામાં યુધિષ્ઠિર તરફથી એક દૂતે આવી એમને તાબડતોબ ઈન્દ્રપ્રસ્થ આવવા વિનંતિ કરી. કૃષ્ણ તરત જ ઈન્દ્રપ્રસ્થ ગયા. યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ* કરવાની એમના બંધુ અને મિત્રોએ સલાહ આપી હતી, તે બાબતમાં કૃષ્ણનો અભિપ્રાય પૂછવા રાજાએ કૃષ્ણને તેડાવ્યા હતા.

જરાસંધ વધ

૫. દિગ્વિજય કર્યા સિવાય રાજસૂય યજ્ઞ નિર્વિઘ્ન થઇ શકશે નહિ એમ વિચારી કૃષ્ણે યુધિષ્ઠિરને જણાવ્યું કે જ્યાં સુધી જરાસંધ સાર્વભૌમપદ ભોગવે છે ત્યાં સુધી યજ્ઞની આશા રાખી શકાય નહિ; માટે પ્રથમ એની ઉપર વિજય મેળવવો જરૂરનો છે. પછી કૃષ્ણની જ સલાહથી ભીમ, અર્જુન અને કૃષ્ણ જરાસંધની રાજધાની પ્રત્યે ગયા, અને ત્રણમાંથી કોઇ પણ સાથે મલ્લયુદ્ધ કરવા જરાસંધને કહેવડાવ્યું. જરાસંધે ભીમને પ્રતિપક્ષી તરીકે પસંદ કર્યો. આ વખતે એનું વય એંશી વર્ષનું અને ભીમનું પચ્ચાસ વર્ષનું હતું. તોપણ ચૌદ દિવસ સુધી બે જણ વચ્ચે યુદ્ધ ચાલ્યું. છેવટે જરાસંધ પડ્યો. કૃષ્ણે જરાસંધના પુત્રનો અભિષેક

* પાછળ નોંધ જુઓ.

કર્યો અને કેદ થયેલા રાજાઓને છોડી મૂક્યા. આ સર્વ રાજાઓ પાંડવોને અનુકૂળ થઇ ગયા.

૬. જરાસંધના મરણના સમાચાર સાંભળી એના મિત્ર પૌંડ્રક-વાસુદેવે કૃષ્ણને દ્વંદ્વયુદ્ધનું નિમન્ત્રણ મોકલ્યું. કૃષ્ણે તે તરત જ સ્વીકાર્યું અને યુદ્ધમાં પરાજિત કરી તેનો પ્રાણ લીધો.

૭. જરાસંધનું વિઘ્ન દૂર થવાથી પાંડવોના રાજસૂય યજ્ઞમાં હવે કાંઈ અડચણ આવે એમ ન રહ્યું. યુધિષ્ઠિરે સર્વ રાજાઓને નિમન્ત્રણો મોકલ્યાં. બધા રાજાઓ ભેટ સામગ્રી લઇ ઇન્દ્રપ્રસ્થમાં આવ્યા. તે પ્રમાણે કૃષ્ણ પણ આવ્યા. પાંડવના મિત્ર તરીકે કૃષ્ણે પૂજન સમયે બ્રાહ્મણોનાં ચરણ ધોવાનું પોતાને માથે લીધું. અન્તે યજ્ઞ પૂરો થયો. અવભૃથસ્નાન* થયા પહેલાં મહેમાનોની પૂજા કરવાનું કાર્ય શરૂ થયું. પહેલી પૂજા કોની કરવી એ વિષે યુધિષ્ઠિરે ભીષ્મનો અભિપ્રાય માગ્યો. ભીષ્મે કૃષ્ણને અગ્રપૂજા માટે યોગ્ય ઠરાવ્યા. પાંડવોને તો આ નિર્ણય બહુ જ ગમ્યો. તે પ્રમાણે સહદેવે તરત જ કૃષ્ણની પૂજા કરી. પણ શિશુપાળથી એ સહન થઇ શક્યું નહિ. એણે પાંડવો અને કૃષ્ણની ખૂબ નિન્દા કીધી અને ભીષ્મના નિર્ણય માટે તિરસ્કાર દર્શાવ્યો. આનો

રાજસૂય યજ્ઞ

* પાછળ નોંધ જુઓ.

ઉત્તરમાં ભીષ્મે કહ્યું: 'જે ક્ષત્રિય બીજાને જીતી તેને છોડી દે છે તે તેનો ગુરુ છે. જ્ઞાનની અતિશયતાથી બ્રાહ્મણ સર્વમાં પૂજ્ય ગણાય છે, ધનવૃદ્ધત્વથી વૈશ્ય પૂજ્ય ગણાય છે, વયોવૃદ્ધત્વથી શૂદ્ર પૂજ્ય બને છે. કૃષ્ણ સર્વમાં વયોવૃદ્ધ નથી, પણ એ જ્ઞાનવૃદ્ધ, બલવૃદ્ધ અને ધનવૃદ્ધ છે; તેથી એ જ અગ્રપૂજાને યોગ્ય છે.'

શિશુપાલ વધ

શિશુપાળનો રોષ આથી વધારે ઉગ્ર થયો અને કૃષ્ણને મારવા એ શસ્ત્ર ઉગામતો હતો, એટલામાં કૃષ્ણનું ચક્ર એની ગરદન પર ફરી વળ્યું.

# દ્યૂતપર્વ

રાજસૂય યજ્ઞ પૂરો તો થયો, પણ દેશમાં કલહનાં બીજ વાવતો ગયો. જરાસંધ, પૌંડ્રક-વાસુદેવ

કલહનાં બીજ

અને શિશુપાળના વધથી દન્તવક્ર અને શાલ્વને કૃષ્ણ સાથે વેર બંધાયું. શાલ્વે સૌભ નામનું એક વિમાન રચી દ્વારિકા ઉપર ચઢાઈ કરી. એ વિમાનમાંથી તે શહેર ઉપર પથરા, બાણ, અગ્નિ વગેરેનો વરસાદ વરસાવી ખૂબ નુકસાન કરવા લાગ્યો. છેવટે કૃષ્ણે તેનો પણ લડાઈમાં વધ કર્યો. એ જ પ્રમાણે દન્તવક્રને પણ દ્વંદ્વયુદ્ધમાં માર્યો.

૨. કલહનું બીજું બીજ દુર્યોધનની છાતીમાં પડ્યું. પાંડવોની સમૃદ્ધિ અને રાજસૂય

જુગાર

યજ્ઞમાં યુધિષ્ઠિરને મળેલું માન જોઈ એ ઈર્ષ્યાથી બળવા લાગ્યો. એણે પોતાના મામા શકુનિ અને કર્ણ સાથે મસલત કરી પાંડવોની સંપત્તિ હરણ કરવાનું એક કાવતરું રચ્યું. એ વખતના ક્ષત્રિયોમાં જુગારનું વ્યસન ઘણું પેસી ગયું હતું. જેમ ઘોડદોડની શરતનો જુગાર આજે રાજમાન્ય હોવાથી સારા અને પ્રામાણિક મનાતા લોકો પણ એમાં રમતાં શરમાતા નથી, તેમ

કૃષ્ણના કાળના ધાર્મિક રાજાઓ પણ પાસાનો જુગાર રમતાં લજાતા નહિ, એટલું જ નહિ પણ જેમ કાઠિયાવાડના દરબારો કસુંબાનો ઈનકાર કરવામાં આવે તો અપમાન માનતા, તેમ જુગાર માટે મળેલાં નિમન્ત્રણનો અસ્વીકાર અપમાનસૂચક લેખાતો. યુધિષ્ઠિર ધર્મરાજા હતા ખરા, પણ એ ધર્મસુધારક ન હતા. દ્યૂત રમવું નિન્દ્ય છે એમ એ જાણતા; પણ જે રિવાજ પડી ગયેલો અને જે માન્યતા રૂઢ થઈ ગયેલી તેમાં સુધારો કરવાનું બળ એમનામાં નહતું. દુર્યોધન વગેરે યુધિષ્ઠિરના સ્વભાવથી વાકેફ હતા. તેમણે એક મહેલ બંધાવ્યો હતો તે જોવાને મિષે તેમણે પાંડવોને હસ્તિનાપુર નોતર્યાં. કેટલાએક દિવસ એમને સત્કારપૂર્વક રાખી, એક દિવસે ફુરસદે ચાલતાં ગપ્પાંઓનો લાભ લઈ શકુનિએ યુધિષ્ઠિરને પાસા રમવા કહ્યું. યુધિષ્ઠિરે આનાકાની કરી, એટલે શકુનિએ મેણું* માર્યું કે 'ચતુરે ગાંડાને ભમાવવા, સશક્તે અશક્તને લૂંટવા એ જો પાતક નથી, તો દ્યૂતમાં કુશળ માણસે અકુશળને જીતવા એમાં પાતક કયું? તમે દિગ્વિજયમાં અશક્ત રાજાઓને જીત્યા એમાં ન્યાય હતો શું? બાકી મારો તમને આગ્રહ નથી.' યુધિષ્ઠિરને મેણામાં રહેલો દંશ લાગ્યો અને પાપની બીકને છોડી બળાત્કારે શકુનિના બલિ થઇ પડયા. એણે રમવાનું કબૂલ કર્યું. શકુનિ પાસા નાંખવામાં હોંશિયાર હતો અને કપટથી ધારેલા

* પાછળ નોંધ જુઓ.

પાસા નાંખી શકતો હતો. એણે દુર્યોધનની વતી પાસા નાંખવા માંડયા. રમવામાં નાણાંની, રથસંપત્તિની, અશ્વગજસંપત્તિની એમ એક પછી એક શરત બકાવા માંડી. પણ દરેક પાસે યુધિષ્ઠિર હારવા લાગ્યા. છેવટે ધર્મરાજાએ પોતાના ભાઈઓને પણ એક પછી એક હોડમાં મૂકવા માંડયા.* ભાઈઓને દાસ કરી પોતે પણ દાસ થવાનું પણ મેલી હાર્યો. આટલું યે શકુનિને પૂરતું લાગ્યું નહિ. એ બોલ્યોઃ “ધર્મ, હજી એક પણ બાકી છે. એ પણ જીતીશ તો સર્વ પાછું આપીશ. તારી સ્ત્રીને પણમાં મૂક.” આવો નિર્લજ્જ પ્રસ્તાવ સાંભળી સભા ‘ ધિક્ ધિક્ ’ પોકારી ઊઠી. પણ રાજાના અવિવેકની નિદ્રા હજુ ઊડી નહિ. તેણે સતી દ્રૌપદીને પણમાં મૂકી. શકુનિએ પાસા નાંખ્યા અને ‘ જીત્યા જીત્યા ’ એવી બૂમ મારી.

દ્રૌપદી-વસ્ત્રહરણ

૩. આ પછી દુર્યોધનનો ભાઈ દુઃશાસન રજસ્વલા દ્રૌપદીને સભામાં નિર્લજ્જપણે ખેંચી લાવ્યો, અને એનું વસ્ત્ર ખેંચી લાજ લેવા લાગ્યો. ભયભીત થયેલી મહાસતી દ્રૌપદીએ ભીષ્મ, દ્રોણ અને પોતાના પતિઓ સામે જોયું, પણ કોઈએ એના રક્ષણાર્થે આંખ સરખી ઊંચી કરી નહિ. છેવટે એ અનન્ય ભાવથી પરમાત્માને શરણે ગઈ. એની એકનિષ્ઠ ભક્તિપૂર્ણ સ્તુતિથી એનું વસ્ત્ર અનંત થયું. હજાર હાથીના બળવાળો દુઃશાસન વસ્ત્ર

---

* પાછળ નોંધ જુઓ.

ખેંચી ખેંચી થાકયો, પણ દ્રૌપદીની લાજ લઇ શકયો નહિ. સર્વે સભાસદો દુઃશાસન પર ફિટકારનો વરસાદ વરસાવવા લાગ્યા અને દ્રૌપદીની પ્રશંસા કરવા લાગ્યા. અંધ ધૃતરાષ્ટ્રે આ એકી સાથે જ ઊઠેલા તિરસ્કાર અને ધન્યવાદનું કારણ પૂછ્યું. વિદુરે તેને વસ્તુસ્થિતિ સમજાવી. આથી દ્રૌપદી ઉપર પ્રસન્ન થઇ તેને એણે વર માગવા કહ્યું. દ્રૌપદીએ પોતાના પતિઓનો છુટકારો માગ્યો. ધૃતરાષ્ટ્રે પાંડવોને દાસત્વમાંથી મુક્ત કર્યા અને વળી બીજો વર માગવા કહ્યું. દ્રૌપદીએ પતિનું રાજ્ય પાછું માગ્યું. ધૃતરાષ્ટ્રે તે પણ આપ્યું.

**ફરી જુગાર**

૪. યુધિષ્ઠિર પોતાના બંધુઓ અને પત્ની સાથે ઇન્દ્રપ્રસ્થ જવા ઉપડયા. પણ ધૃતરાષ્ટ્રના વરદાનથી દુર્યોધન વગેરે સર્વે ચંડાળ ચોકડીને પોતાની મહેનત બરબાદ ગયા જેવું લાગ્યું. એમણે યુધિષ્ઠિરને વળી એક વાર પાસા રમવા બોલાવવા ધૃતરાષ્ટ્રને વિનવ્યા. ચર્મ તથા પ્રજ્ઞા ઉભય ચક્ષુ વિરહિત ડોસાએ પુત્રમોહને વશ થઇ પાછી એવી આજ્ઞા પણ કાઢી. વળી પાછા જે હારે તે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવે અને અજ્ઞાતવાસમાં પકડાઇ જાય તો એ જ પ્રમાણે શિક્ષા અનુભવે, એવી શરત કરી. શકુનિએ પાસો ફેંકયો અને વળી પાછો જીત્યો. થયું! બે ઘડીની રમતમાં ધર્મરાજાએ જુગારથી આખા જીવનની આસમાની-સુલતાની કરી બતાવી. ઇન્દ્રપ્રસ્થ જવા ઉપડેલા ભાઇઓ અને પત્ની વલ્કલો

પહેરી વનને રસ્તે પડયાં. વૃદ્ધ કુન્તી વિદુરને ઘેર રહી અને પાંડવોની ઇતર સ્ત્રીઓને પોતપોતાને પિયર જવું પડયું.

૫. શાલ્વ સાથેની લડાઇમાંથી નિવૃત્ત થઇ દ્વારિકા પાછા ફરતાં પાંડવોની વિપત્તિની હકીકત કૃષ્ણના જાણવામાં આવી. વસુદેવ, બળરામ વગેરે યાદવો સાથે એ પાંડવોને અરણ્યમાં જઈ મળ્યા અને એમનું સાન્ત્વન કર્યું. દ્રોપદીએ કૃષ્ણ આગળ અતિશય કલ્પાન્ત કર્યું. એને થયેલા અપમાનની હકીકત સાંભળી કૃષ્ણે ખડે રોમાંચે પ્રતિજ્ઞા કરી કે " જેમના ઉપર તું યોગ્ય કારણસર ક્રુદ્ધ થઇ છે તેમના સ્ત્રીઓ આ પ્રમાણે ડૂસકે ડૂસકે રડશે અને તું સર્વ રાજાઓની મહારાજ્ઞી થઇશ."

કૃષ્ણની મુલાકાત

૬. પાંડવોના વનવાસનાં બાર વર્ષ અને અજ્ઞાતવાસનું એક વર્ષ એવી રીતે તેર વર્ષ કૃષ્ણે તત્ત્વજ્ઞાનના ચિંતનમાં અને યોગાભ્યાસમાં ગાળ્યાં. ઘોર આંગિરસ પાસેથી તેમણે આત્મજ્ઞાનનો ઉપદેશ લીધો. જુદા જુદા મતોનું અને તત્ત્વોનું સંપૂર્ણ મનન કર્યું. નાનપણમાં મલ્લશ્રેષ્ઠ અને તરુણપણે ધનુર્ધરશ્રેષ્ઠ આવી એમની કીર્તિ હતી. હવે તે યોગીશ્રેષ્ઠ પણ થયા. એમનું વય વનવાસની શરુઆતમાં આશરે ૭૦ વર્ષનું હતું. હવે તે ૮૩ વર્ષના થયા હતા.

કૃષ્ણનું તત્ત્વચિંતન અને યોગાભ્યાસ

# યુદ્ધપર્વ

વનવાસ પૂરો થયો. પાંડવોએ અજ્ઞાતવાસમાંથી પ્રગટ થઇ પોતાના ભાગ માટે વળી માગણી કરી.

પાંડવોનું પ્રકટ થવું.

અજ્ઞાતવાસનું વર્ષ ચંદ્રની કે સૂર્યની ગતિ પ્રમાણે ગણવું તે ઉપર મતભેદ થયો. ભીષ્મે પાંડવોની તરફેણમાં નિર્ણય આપ્યો, પણ દુર્યોધને તે સ્વીકાર્યો નહિ. લડાઇ કર્યા વિના હવે પાંડવોને બીજો ઇલાજ દેખાયો નહિ. મદદ માગવા માટે અર્જુન દ્વારિકા દોડયો. દુર્યોધન પણ તે સાંભળી દ્વારિકા ગયો. કૃષ્ણે જવાબ આપ્યો: "મારાથી હવે લડી શકાતું નથી. યુક્તિની ચાર વાત જોઇતી હશે તો કહીશ. એકે મને લેવો અને બીજાએ મારું સૈન્ય લેવું." અર્જુને કૃષ્ણને પસંદ કર્યો અને દુર્યોધને સૈન્ય લીધું. બળરામ તટસ્થ રહ્યા અને યાત્રાએ નીકળી ગયા. યાદવોમાંથી કેટલાએક પાંડવોને અને કેટલાએક કૌરવોને જઇ મળ્યા. જોકે આ ટંટો એક પ્રાન્ત જેટલા રાજ્ય માટે હતો, છતાં સંબંધને લીધે આખા હિન્દુસ્તાનમાં તે વ્યાપી ગયો. ઠેઠ દક્ષિણ સિવાયના આખા ભારતવર્ષના ક્ષત્રિયો આ ખૂનખાર લડાઇ માટે તૈયાર થઈ કુરુક્ષેત્રમાં

ભેગા થયા. દુર્યોધન તરફ અગિયાર અક્ષૌહિણી* અને પાંડવો તરફ સાત અક્ષૌહિણી સૈન્ય ભેગું થયું; એટલે લગભગ ચોપ્પન લાખ માણસો આ પિત્રાઇઓની લડાઇમાં એક બીજાના પ્રાણ લેવા આવ્યા.

૨. લડાઈ શરૂ કરતાં પહેલાં યુધિષ્ઠિરે ટંટાનો નિકાલ સમાધાનીથી લાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો. છેવટે, માત્ર પાંચ ગામ લઈ સન્તોષ માનવાની તૈયારી બતાવી કૃષ્ણને વિષ્ટિ કરવા હસ્તિનાપુર મોકલ્યા.

**કૃષ્ણવિષ્ટિ**

કૃષ્ણે તથા વિદુરે× ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધનને ઘણુંઘણું સમજાવ્યા, ભીષ્મે પણ કૃષ્ણને ટેકો આપ્યો, પણ દુર્યોધને ગર્વભર્યો ઉત્તર વાળ્યો કે એક સોય ઊભી રહે એટલી જમીન પણ પાંડવોને મળશે નહિ. સર્વ અનર્થોનું કારણ દુર્યોધન છે એમ વિચારી કૃષ્ણે ધૃતરાષ્ટ્રને દુર્યોધનને કેદ કરવા સલાહ આપી. પણ મોહવશ પિતાથી તે થઇ શક્યું નહિ. ઊલટું, દુર્યોધને કૃષ્ણને જ કેદ કરવા પ્રયત્ન કર્યો પણ કૃષ્ણ ચતુરાઇથી છટકી ગયા.

---

* ૨૧૮૭૦ ગજરવાર, એટલા જ રથી, એથી ત્રણ ગણા ઘોડેસ્વાર અને પાંચગણા પાયદળનું લશ્કર એક અક્ષૌહિણી કહેવાય. એટલે એક અક્ષૌહિણીમાં ૨,૧૮,૭૦૦ તો લડનારા જ હોય; એ ઉપરાંત સારથી, મહાવત વગેરે જુદા. એકંદરે લગભગ ત્રણ લાખ મનુષ્યબળ એક અક્ષૌહિણીમાં થાય.

× ધૃતરાષ્ટ્રના સાવકા ભાઇ, પણ દાસીપુત્ર.

૩. વિષ્ટિ માટેની આ મુલાકાત વખતે દુર્યોધને શિષ્ટાચાર પ્રમાણે કૃષ્ણને રાજમહેલમાં રહેવા નિમન્ત્રણ કર્યું હતું; પણ કૃષ્ણ દુર્યોધનના ભાવરહિત આતિથ્યના લાલચુ ન હતા. એમણે કહ્યું: "માણસ બે કારણથી બીજાનું જમે; પોતાને ખાવા ન મળે માટે, અથવા બીજાના પ્રેમને લીધે. મને ખાવાની આપત્તિ આવી નથી, અને તારા નિમંત્રણ પાછળ પ્રેમ નથી. હું તારે ત્યાં કેમ જમું ?" આમ કહી, એમણે વિદુરનું ગરીબ ઘર રહેવા માટે પસંદ કર્યું અને એની જોડે બેસી સાદાં શાકરોટલો ખાવામાં આનંદ માન્યો.

વિદુર, ભીષ્મ અને કૃષ્ણ

૪. વિદુર એ આ કાળના ભારતવર્ષના ત્રણ મહાપુરુષમાંના એક ગણાય. એમનું જીવન અત્યન્ત સાદું હતું. ન્યાયપ્રિયતા અને ડહાપણમાં એમની બરોબરીએ ભાગ્યે જ કોઈ થઈ શકે. ભીષ્મ ન્યાયપ્રિય અને જ્ઞાની હતા, પણ એ પોતાને અર્થના દાસ ગણી કૌરવોનો અન્યાય અટકાવવાને અસમર્થ સમજતા, એટલું જ નહિ પણ એનો ત્યાગ કરવા માટે પણ એ સમર્થ ન હતા. એમને બધા દાદા તરીકે ગણતા. રાજ્યકારભારમાં કે યુદ્ધમાં એમની મદદ વિના દુર્યોધનને ચાલતું નહિ. છતાં દુર્યોધન એમની પાસે પોતાનું ધાર્યું કરાવી શકતો. એટલે દુર્યોધનના અન્યાયોમાં એની સહાય એ નિમિત્તકારણ ગણી શકાય. વિદુરનો રાજખટપટમાં કાંઈ હિસ્સો નહોતો.

એમની સાધુતા અને જ્ઞાનને લીધે જ માત્ર એમને બે વાત પૂછવામાં આવતી; પણ એમને કશું યે જવાબદારીનું કામ સોંપાયું નહતું. દાસીપુત્ર હોવાથી ક્ષત્રિય તરીકેનું પણ એમને માન નહતું. એ યોદ્ધા યે નહતા. પણ એમનામાં નીડરતાથી સત્યવચન કહેવાની ભારે હિમ્મત હતી. દુર્યોધન જે અન્યાય ચલાવી રહ્યો હતો અને પુત્રમોહને લીધે ધૃતરાષ્ટ્ર એને ટેકો આપ્યો જતો હતો, તે વિષે ધૃતરાષ્ટ્રને સમજાવી ફટકારી વિદુરે તેને અનેક રીતે ચેતવ્યો. મહાભારતના વિદુરનીતિ નામે ભાગમાં એણે ધૃતરાષ્ટ્રને આપેલી શીખામણનો સમાવેશ છે. વ્યવહારમાં ધર્મનીતિ કેવી હોય અને કેવી રીતે જાળવી શકાય એનું એમાં વિવેચન છે. કૌરવો પોતાની હઠ છોડતા નથી એમ જ્યારે એને લાગ્યું ત્યારે એણે કૌરવોનો ત્યાગ કર્યો અને હસ્તિનાપુર છોડી તીર્થે ચાલી નીકળ્યા. કૃષ્ણે પોતે શસ્ત્ર ન ઉગામવાનો નિશ્ચય કર્યો, પણ પાંડવોના પક્ષમાં ભળ્યા. આ રીતે આ ત્રણ જ્ઞાની અને મહાત્મા પુરુષોએ કુટુંબક્લેશમાં ત્રણ જુદી જુદી જાતના ભાગ ભજવ્યા. એકે અન્યાયી છતાં ચાલુ મુકુટધારી રાજાને ટકાવી રાખવામાં જગતનું કલ્યાણ માન્યું, બીજાએ એનો ત્યાગ કરી મૌન ધરવાનું ઉચિત માન્યું, અને ત્રીજાએ એ રાજાનો નાશ કરવામાં જ પુરુષાર્થ માન્યો. સત્યાસત્યનો ઠીક વિવેક કરી શકનારાઓમાં યે આવી ત્રણ પ્રકારની દૃષ્ટિ દરેક

કાળમાં જોવામાં આવે છે; અમુક સમયે ચોક્કસ ધર્મ શું એ ઠરાવવું કેટલું મુશ્કેલ છે તે એ બતાવે છે; અને તેથી, પોતાને જે સત્ય લાગે તે આચરતાં છતાં જુદો માર્ગ લેનારાની પ્રામાણિકતા વિષે દોષારોપણ ન કરવાનું શીખવે છે.

અર્જુનનો વિષાદ

૧૧. બન્ને બાજુથી લડાઈની તૈયારીઓ થઈ. કુરુક્ષેત્રમાં બન્નેનાં દળો ગોઠવાયાં. કૃષ્ણે અર્જુનનું સારથિત્વ લીધું. આ પ્રસંગને, મહાભારતના કવિઓએ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તપાસી ધર્માધર્મનું શાસ્ત્ર વિચારવામાં સાધન રૂપ બનાવ્યો છે. પ્રસંગ એમ આણ્યો છે કે જાણે લડાઈ શરૂ કરવાની અણી વખતે બે બાજુનું સર્વ સૈન્યદળ નિહાળવા અર્જુનનો રથ આગળ આવ્યો. શંખો ફૂંકાયા. અર્જુન બે બાજુની તપાસણી કરવા લાગ્યો. ત્યાં અર્જુને જોયું કે આ લડાઈમાં કેવળ સગાંવહાલાંઓ જ પરસ્પર લડે છે. આવાં ભયંકર યુદ્ધનાં માઠાં પરિણામ તેની દૃષ્ટિ આગળ તરી આવ્યાં. એણે એમાં પ્રજાનો નાશ, ક્ષાત્રવૃત્તિનો લોપ અને આર્યોની અધોગતિ સ્પષ્ટ જોઈ. આથી એને બહુ શોક થયો. એ લડાઈમાંથી નિવૃત્ત થવા તત્પર થયો. એનો આ શોક કુસમયે, પોતાની ક્ષાત્ર પ્રકૃતિમાં રહેલા બળવાન સંસ્કારોની પૂર્ણ ઓળખાણ વિના અને સદસદ્ વિવેકના બળથી નહિ, પણ ક્ષણિક મોહથી ઉત્પન્ન થયેલો જાણી, કૃષ્ણે એને જ્ઞાનોપદેશ આપ્યો છે. જે ભાગમાં આ ચર્ચા

થઈ છે તે ભગવદ્‌ગીતા. આ ઉપદેશથી અર્જુનનો મોહ ઊતરી ગયો અને તે લડાઇ માટે સજ્જ થઇ ગયો.

૬. ગીતાનું રહસ્ય સમજાવવું સહેલું નથી. લખાણ દ્વારા એ રહસ્ય જાણી શકાય જ એમ ખાતરી નથી અને ચર્ચા જ વધે છે. જે વાચકોને માટે આ જીવનચરિત્ર યોજાયેલું છે તે એનું સર્વ રહસ્ય સમજી શકે એવી સાધારણ રીતે આશા રાખી શકાય નહિ. એમને એટલું જ કહી શકાય કે એ શાસ્ત્રનું સત્પુરુષ પાસેથી વારંવાર શ્રવણ કરવું, શ્રદ્ધાથી એનું વારંવાર મનન અને અધ્યયન કરવું, ઇંદ્રિયો અને મનને સંયમમાં રાખી ભક્તિ કરવી અને સત્ય, દયા, ક્ષમા, અહિંસા, બ્રહ્મચર્ય ઈત્યાદિ ગુણો વધારવા, એટલે પોતાની યોગ્યતા પ્રમાણે પોતે જ પોતાની મેળે ગીતાને સમજતો જશે, અને જેમ જેમ તેની યોગ્યતા વધશે તેમ તેમ તેમાં નવું રહસ્ય સમજાશે. જ્યાં સુધી ગીતાનું રહસ્ય સમજાયું ન હોય ત્યાં સુધી સત્કર્મોમાં પ્રીતિવાળા થવું, પોતાનાં દેશ, કાળ, વય, પરિસ્થિતિ, જાતિ, શિક્ષણ, કુળ વગેરેના સંસ્કારોને અનુસરી જે કર્તવ્ય કર્મો પ્રાપ્ત થાય તે ધર્મબુદ્ધિથી, એ દ્વારા પરમ પદની પ્રાપ્તિ માટે લાયકાત મેળવવાની ઈચ્છાથી કર્યા જવાં. આ માર્ગ નિર્ભયતાનો છે. એ રીતે વર્તન રાખનારની ઉન્નતિ થયા વિના રહે જ નહિ.

ગીતોપદેશ

યુદ્ધવર્ણન

૭. વિ. સં. પૂર્વે ૩૦૪૬ના વર્ષના માગશર સુદ ૧૪થી અઢાર દિવસ સુધી ઘનઘોર યુદ્ધ ચાલ્યું. એ લડાઈની બધી વાતો અહીં કહેવી પાલવે નહિ. એમાંના કૃષ્ણને લગતા બે ચાર પ્રસંગો જ અહીં વર્ણવીશું. દશ દિવસ સુધી ભીષ્મ કૌરવોના અને ભીમ પાંડવોના સેનાપતિ હતા. જોકે પાંડવો કૌરવોનો કચ્ચરઘાણ તો ખૂબ કરતા, પણ ભીષ્મ હોય ત્યાં સુધી જીતવું કઠણ હતું. નવમે દિવસે ભીષ્મે પાંડવોનું ખૂબ નુકસાન કર્યું. અર્જુનને બચાવવા કૃષ્ણે રથને ફેરવવામાં પોતાની સર્વ કુશળતા દાખવી, તોપણ અર્જુન મૂર્છિત થયો. આ જોઇ કૃષ્ણને બહુ માઠું લાગ્યું. એમને થયું કે ભીષ્મ પોતે પવિત્ર અને પૂજનીય હોવા છતાં કૌરવોનો પક્ષ તાણી અધર્મને આશ્રય આપે છે. એ એક મરે તો લડાઇનો અંત વહેલો આવે. આ વિચારથી પોતાની ન લડવાની પ્રતિજ્ઞા છતાં કૃષ્ણ સુદર્શન ચક્ર લઇ ભીષ્મના રથ ભણી દોડયા. કૃષ્ણને પોતાની સામે ચક્ર લઇ આવતા જોઇ ભીષ્મે મહાન આશ્ચર્યકારક કૃત્ય કર્યું. એણે પોતાનાં ધનુષ્યબાણ રથમાં મૂકી દીધાં અને બે હાથ જોડી બોલ્યાઃ "દેવદેવેશ જગન્નિવાસ શ્રીકૃષ્ણ! તારે હાથે મરણ આવે તો ઘણું જ સારું. આ લોક અને પરલોક બન્ને સુધરે. આવ અને ખુશીથી મને માર." આ પ્રેમની ઢાલ આગળ બિચારા સુદર્શન ચક્રની ધાર પણ બુઠ્ઠી થઇ ગઇ. પ્રતિજ્ઞા ભૂલી મારવાને

ઉદ્યુક્ત થયેલા કૃષ્ણ શાંત થઈ ગયા. એમણે ભીષ્મને અન્યાયનો પક્ષ લઈ અનર્થનું મૂળ ન થવા સમજાવ્યા. ભીષ્મે કહ્યું: "રાજા પરમ દૈવત છે. તેનું આ બાબતથી નિવારણ કરી શકાય નહિ" કૃષ્ણે કહ્યું: "કંસને યાદવોએ દૂર કર્યો, કારણકે તેને સમજાવવાનાં છતાં પણ તે સમજ્યો નહિ. એ તને ખબર છે?" આ પ્રમાણે અધર્મી રાજાને દૂર કરાય કે નહિ એ વિષે તાત્વિક વાદવિવાદ ચાલતો હતો, એટલામાં અર્જુન સાવધ થયો અને કૃષ્ણને પ્રતિજ્ઞા ન તોડવા સમજાવી પાછા રથમાં લઈ ગયો. ફરીથી રીતસર યુદ્ધ શરૂ થયું.

ભીષ્મનો અંત

૮. દશમે દિવસે પાછું અર્જુન અને ભીષ્મ વચ્ચે યુદ્ધ શરૂ થયું. તે દિવસે અર્જુનનાં બાણોની વૃષ્ટિથી ભીષ્મ વીંધાઈ ગયા. આ પ્રમાણે આ નૈષ્ઠિક બ્રહ્મચારી, જ્ઞાની મહાત્માની જીવનલીલા પૂરી થઈ.

દ્રોણનું સેનાધિપત્ય

૯. ભીષ્મ પછી દ્રોણાચાર્યને કૌરવોનું સેનાપત્ય મળ્યું. ત્યાર પછી ત્રીજે દિવસે અર્જુનનો પુત્ર અભિમન્યુ અતિશય વીરતા દાખવી રણમાં પડયો. તે રાત્રે અર્જુને પ્રતિજ્ઞા કરી કે બીજા દિવસના સૂર્યાસ્ત પહેલાં દુર્યોધનના બનેવી જયદ્રથનો વધ ન થાય તો પોતે ચિતામાં બળી મરે. બીજે દિવસે જયદ્રથનું રક્ષણ કરવા કૌરવોની વ્યૂહરચના મંડાઈ. પણ છેવટે પોતાની જ ગફલતીથી છેક સૂર્યાસ્ત સમયે તે માર્યો ગયો અને અર્જુનની પ્રતિજ્ઞા પાર

પડી. આથી ક્રોધે ભરાઇ કૌરવોએ રાત્રિયુદ્ધ શરૂ કર્યું. કર્ણે જોરથી પાંડવો પર હલ્લો કર્યો. પણ ભીમનો પુત્ર ઘટોત્કચ રાત્રિયુદ્ધમાં કુશળ હતો. એણે કૃષ્ણની સલાહથી રાક્ષસી માયા રચી કૌરવો પર પથરા વગેરેની વૃષ્ટિ કરી ખૂબ ઘાણ વાળ્યો, એટલે કર્ણે એના ઉપર પોતાની અમોઘ શક્તિ નાંખી એનો અન્ત આણ્યો. કર્ણને એવું વરદાન હતું કે એ શક્તિ જેના ઉપર એ નાંખે તેનો અવશ્ય વધ થાય, પણ એ શક્તિનો એનાથી એક જ વાર ઉપયોગ થઈ શકે. એ શક્તિનો એ અર્જુન સામો ઉપયોગ કરવા ધારતો હતો, પણ એ શક્તિ ઘટોત્કચ ઉપર વપરાઈ જવાથી અર્જુન એ વિષે ભયમુક્ત થયો.

દ્રોણવધ

૧૦. બીજે દિવસે દ્રોણે દ્રૌપદીના પિતા તથા ત્રણ ભાઇઓને ઠાર કર્યા. આથી દ્રૌપદીના મોટા ભાઈ ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રોણ વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. પાંચ દિવસના સતત શ્રમથી થાકી ગયેલા દ્રોણે છેવટે પોતાનાં શસ્ત્રો મૂકી દીધાં અને ક્ષણવાર સમાધિ લગાવી. તે અવસર જોઇ ધૃષ્ટદ્યુમ્ને દ્રોણનું માથું ઉડાડી દીધું.

કર્ણવધ

૧૧. દ્રોણ પછી કર્ણ સેનાપતિ થયો. એની અને અર્જુનની વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. એ એમાં કોણ ચડે એ ઠરાવવું મુશ્કેલ છે. પણ કર્ણ ગર્વિષ્ઠ અને બડાઇખોર હતો. એણે અત્યાર સુધીમાં દુર્યોધનને ખોટી સલાહ આપી અનેક

અકમો કરાવ્યાં હતાં. લડાઇમાં એનું દૈવ વિપરીત થયું. એના રથનો ચાક એકાએક એક ખાડામાં પડી ગયો. એને ઊંચકીને બહાર કાઢવા માટે એણે શસ્ત્ર મૂકી દીધાં અને અર્જુનને પણ થોડીવાર લડાઇ થોભાવવા કહ્યું. પણ કૃષ્ણે એમ કરવા અર્જુનને ચોખ્ખી ના પાડી. જેણે પદે પદે અધર્મ કર્યો છે તેને આ સમયે સ્વાર્થ માટે ધર્મનું બહાનું કાઢવાનો અધિકાર નથી. આથી અર્જુને પોતાનાં બાણ ચાલુ રાખ્યાં. કર્ણ ચાકને કાઢવા જતાં એક બાણથી વિંધાઇ મરણ પામ્યો.

દુર્યોધનવધ

૧૨. હવે કૌરવોની પડતી થવા લાગી. દુર્યોધન સિવાય સર્વ ભાઇઓ અને એના ઘણાખરા યોદ્ધાઓ તથા સૈન્ય માર્યાં ગયાં હતાં. છેવટે દુર્યોધનને નાસીને એક ધરામાં સંતાઇ જવું પડયું. ત્યાં પણ એ પકડાયો. ત્યાં ભીમ અને દુર્યોધન વચ્ચે ગદાયુદ્ધ થયું. આ વખતે ભીમે છળયુદ્ધ કરી, કૌરવ રાજાની સાથળ ઉપર ગદાનો પ્રહાર કરી એને મરણતોલ ઘાયલ કર્યો.

૧૩. લડાઇનો હવે અંત આવી ગયો. પાંડવોએ કૌરવોના તંબુઓનો કબજો લીધો અને તેમાં પોતાના પક્ષનાં રહ્યાંસહ્યાં માણસોને રાખ્યાં. રાત્રે અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા યાદવે એ તંબુમાં પેસી ઉંઘમાં એમનાં ખુન કર્યાં. એમાં ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો વગેરે માર્યા ગયા. કૃષ્ણે દીર્ઘદૃષ્ટિથી પાંડવોને એ તંબુઓમાં રાતવાસો ન કરવા સલાહ આપી હતી, એટલે એ પોતે ત્યાં રહ્યા ન હતા. તેથી માત્ર એ જ બચી ગયા.

૧૪. આ રીતે કૃષ્ણના સુકાન તળે રહી પાંડવો આ રણ-નદી તરી ગયા ખરા, પણ એ જીત હાર કરતાં ઊજળી નહોતી. પાંડવપક્ષમાં પાંચે ભાઈઓ, કૃષ્ણ અને સત્રજિત યાદવ એ સાત, અને કૌરવપક્ષમાં કૃપ, અશ્વત્થામા અને કૃતવર્મા એ ત્રણ બાકી રહ્યા.

પરિક્ષિત-પુનરુજ્જીવન

૧૫. લડાઈ પૂરી થયા પછી યુધિષ્ઠિર પશ્ચાત્તાપ કરવા લાગ્યા. રાજ્ય સ્વીકારવાની એણે ના પાડી. કૃષ્ણે એને ઘણા સમજાવ્યા, પણ એના મનનું સમાધાન થયું નહિ. છેવટે કૃષ્ણ એને રણક્ષેત્રમાં ઘાયલ થઈ પડેલા ભીષ્મ પાસે લઈ ગયા. એણે કરેલાં રાજધર્મ અને મોક્ષધર્મના ઉપદેશથી યુધિષ્ઠિરનું સમાધાન થયું અને એ રાજ્ય સ્વીકારવા કબુલ થયા. એનો અભિષેક કરી તથા અશ્વમેધ કરવાની સલાહ આપી કૃષ્ણ સહેજ નવરા પડે છે એટલી વારમાં વળી એક બીજું સંકટ પાંડવો પર આવ્યું. યુદ્ધમાં પાંડવોના સર્વે પુત્રો માર્યા ગયા હતા, માત્ર અભિમન્યુની વિધવા ઉત્તરા તે વખતે સગર્ભા હતી. એના ઉપર જ વંશના વિસ્તારનો આધાર રહ્યો હતો. પણ છેલ્લે અશ્વત્થામાએ ગર્ભ ઉપર પણ બ્રહ્માસ્ત્ર* નાંખી એને મારી નાંખ્યો હતો. આથી એ

* ભારતયુદ્ધમાં બ્રહ્માસ્ત્ર, નાગ[illegible]વણાસ્ત્ર, વૈષ્ણવાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર વગેરે અનેક અસ્ત્રો[illegible]ાં નામ આવે છે. એમ મનાય છે કે એ મંત્રવિદ્યાની શક્તિઓ છે. એ અસ્ત્રવિદ્યા હવે લુપ્ત થઈ ગઈ છે: પણ એ વાતો ખોટી છે એમ માનવું ભૂલભરેલું છે. મંત્રથી સર્પ, વીંછી વગેરે ઉતારનારા આજે પણ હોય છે. એક વાર મંત્રવિદ્યા સાધવાનું ભારતવર્ષમાં વ્યસન જ થઈ પડયું હતું. સર્વે અસામાન્ય બાબતોમાં બને છે તેમ આનો યે

બાળક મરેલું અવતર્યું. હવે વંશ ચાલુ રહેવાની સર્વ આશા નષ્ટ થઇ. સ્ત્રીઓમાં રડારોળ થઇ રહી. ઉત્તરા કૃષ્ણની આગળ ખૂબ વિલાપ કરવા લાગી. એ કૃષ્ણથી જોઇ શકાયું નહિ. દયાથી એમનું હૃદય ભરાઇ આવ્યું. એ ઉત્તરાના ઓરડામાં ગયા અને એક આસન પર આચમન કરી બેઠા. પછી મૃત બાળકને ખોળામાં લઇને મોટે સ્વરે બોલ્યા: "હું આજસુધી મશ્કરીમાં સુદ્ધાં અસત્ય બોલ્યો નથી અને યુદ્ધમાંથી પાછો ફર્યો નથી, તે મારાં પુણ્યથી આ મૃત બાળક જીવતો થાઓ. મારી સદૈવ ધર્મપ્રિયતા અને ધર્મના અધિષ્ઠાતા બ્રાહ્મણો પ્રત્યેની પૂજ્યતાને લઇને અભિમન્યુનો પુત્ર જીવન્ત થાઓ. મેં વિજયમાં સુદ્ધાં બીજાનો વિરોધ કર્યો નથી તેને લઇને આ બાળકના પ્રાણ પાછા આવો. કંસ અને કેશીનો મેં ધર્મથી નાશ કર્યો હોય તો તે બાબતથી આ બાળક ફરીથી સચેતન થાઓ." આમ શ્રીકૃષ્ણ બોલતા હતા, ત્યાં ધીમે ધીમે તે બાળકનો શ્વાસ ચાલવા લાગ્યો અને થોડી વારમાં તેણે રુદન કરવા માંડ્યું. આ બાળક તે રાજા પરિક્ષિત, જેને શુકે ભાગવત સંભળાવ્યું એવી પુરાણની કથા છે. ત્યાર પછી યુધિષ્ઠિરનો અશ્વમેધ થયો. યજ્ઞને ઉત્તમ રીતે પાર પાડી શ્રીકૃષ્ણ દ્વારિકા આવ્યા.

---

પુષ્કળ દુરુપયોગ થાય છે, અને એનાં નામ નીચે પાખંડો ચાલે છે. આથી, આવી વિદ્યાઓ વિષે જેઓ અશ્રદ્ધા ધરાવે છે તેઓ વધારે સલામત માર્ગે રહે છે. જે વસ્તુ પોતે સમજી શકતો નથી, તેમાં શ્રદ્ધા મૂકતાં સંકોચ રાખવો, એમાં દોષ નથી. જેટલું સત્ય હશે, તેમાં, અનુભવ આવ્યે, શ્રદ્ધા ઉત્પન્ન થશે જ.

# ઉત્તરપર્વ

યુદ્ધ પછીનું કૃષ્ણનું બાકીનું જીવન ઘણુંખરું દ્વારિકામાં જ ગયું. યુદ્ધ પછી કૃષ્ણ કેટલાકને મતે ૩૬ અને કેટલાકને મતે ૧૮ વર્ષ જીવ્યા હતા. આ અવધિમાં એમણે અનેક મુમુક્ષુઓને જ્ઞાનનો ઉપદેશ કર્યો; ગો-બ્રાહ્મણની રક્ષા કરી; ગરીબોને દાન આપી તેમનાં દુઃખ ટાળ્યાં. એમાંથી સુદામાની વાત પ્રસિદ્ધ છે.

સુદામા

૨. સુદામા અને કૃષ્ણ સાંદીપનિની શાળામાં સાથે ભણ્યા હતા અને બન્ને ગાઢ મિત્રો થયા હતા. પણ સુદામાનો ગૃહસંસાર ઘણો ગરીબીવાળો થયો. તેની પત્નીના આગ્રહથી એ એક વાર કૃષ્ણ પાસેથી મદદ મેળવવાની આશાથી દ્વારિકા ગયા. મિત્રને ભેટ તરીકે આપવા ગરીબ બ્રાહ્મણીએ ક્યાંકથી માગી આણેલા બે મૂઠી પૌંઆ સુદામાની પીછોડીએ બંધાવ્યા. કૃષ્ણ રુક્મિણીના મહેલમાં બેઠેલા હતા, ત્યાં સુદામા જઈ પહોંચ્યા. તેને જોતાં જ કૃષ્ણ આનંદથી પલંગ પરથી કૂદી પડ્યા. બન્નેની આંખોમાંથી આંસુનાં નીર વહેવા

લાગ્યાં. કૃષ્ણે ઊના પાણી વતી સુદામાનાં ચરણો ધોયાં અને તે ચરણોદકને પોતાની આંખે લગાડયું. મધુપર્કથી તેની પૂજા કરી અને પોતાના જ પલંગ ઉપર પાસે બેસાડયા. બાળપણાની અને વિદ્યાર્થી અવસ્થાની વાતો કરવામાં બે મિત્રોએ આખી રાત ગાળી. કૃષ્ણે સુદામાની કૌટુમ્બિક સ્થિતિના સમાચાર પૂછ્યા અને ભાભીએ મોકલેલી ભેટ માટે અત્યંત પ્રેમથી માગણી કરી ! સુદામાએ લજવાતાં લજવાતાં પૌંઆની નાની પોટલી કાઢી આપી. જાણે અમૃત મળ્યું હોય એમ કૃષ્ણે તેમાંથી મૂઠી ભરી વખાણી વખાણી ખાધા. બીજી મૂઠી રુકિમણી વગેરેએ માગી લીધી. બીજે દિવસે કૃષ્ણની સ્ત્રીઓએ સ્નાનાદિક વગેરેથી અને મિષ્ટાન્નથી બ્રાહ્મણનું સારી રીતે આતિથ્ય કર્યું. સુદામા ઘેર જવા નીકળ્યા તે વખતે કૃષ્ણ દૂર સુધી વળાવવા ગયા. શરમના માર્યો સુદામાએ કૃષ્ણની આગળ કશી યાચના કરી નહિ. કદાચ મૈત્રીનો પવિત્ર સમાનતાનો સંબંધ હાલતા અને યાચકના હીન સંબંધથી કલુષિત થવાની ધાસ્તીથી કૃષ્ણે પણ વિદાય કરતાં એને કશું આપ્યું નહિ. પણ સુદામાએ ઘેર જઈ જોયું તો પોતાને ઘેર સમૃદ્ધિ જોઈ. આ સર્વ સંપત્તિ કૃષ્ણ તરફથી આવી એમ જ્યારે એના જાણવામાં આવ્યું ત્યારે પ્રેમ અને કૃતજ્ઞતાથી તેનું હૈયું ભરાઈ ગયું અને કૃષ્ણની મિત્રભક્તિનું વારેવારે આશ્ચર્ય થયા કર્યું.

૩. રાજમદ એ કૃષ્ણના કાળના ક્ષત્રિયોનું પ્રધાન દૂષણ હતું. એ મદનું મર્દન કરવું એ કૃષ્ણના જીવનનું ધ્યેય હતું એમ કહી શકાય. એ ઉદ્દેશથી એમણે રાજ્યલોભી અને ઉન્મત્ત કંસ, જરાસંધ, શિશુપાળ ઇત્યાદિનો નાશ કર્યો. એ જ ઉદ્દેશથી કૌરવ કુળનું નિકંદન કરાવતાં આંચકો ખાધો નહિ. પણ હવે એ રાજમદ ત્યાંથી ઊતરી સ્વજ્ઞાતિમાં ભરાયો. એમના પ્રભાવથી યાદવો સમૃદ્ધિને શિખરે પહોંચ્યા હતા. એમને 'તું' કહેવાની કોઇની હિમ્મત ન હતી. એટલે એ પણ હવે છકી ગયા. માથે શત્રુ ન રહ્યા એટલે વિલાસી થયા. જુગટું અને દારૂનું છડેચોક સેવન કરવા લાગ્યા. દેવપિતૃની નિન્દા, અને પરસ્પર દ્વેષ દિવસે દિવસે વધવા લાગ્યા. સ્ત્રીઓની ઉપર નિર્લજ્જપણે અત્યાચાર કરવા લાગ્યા. આવી યાદવોની અવનતિ જોઇને કૃષ્ણને બહુ દુઃખ થયું. એ સ્થિતિ સુધારવા વૃદ્ધ વસુદેવ રાજાએ પુષ્કળ પ્રયત્ન કર્યો. દારૂ પીવાની મનાઇ કરી, પણ યાદવોએ છૂપી રીતે તે વ્યસન ચાલુ જ રાખ્યું, અને એમનું ઉન્મત્તપણું કમતી થયું નહિ. આ સર્વ વિપરીત બુદ્ધિ વિનાશકાળની નિશાની છે એમ કૃષ્ણે જોઇ લીધું, એટલે પ્રવૃત્તિમાંથી તેમણે પોતાનું મન ઉદાસ કર્યું.

યાદવોનો રાજમદ

૪. વિ. સં. પૂર્વે ૩૦૧૦ (અથવા ૩૦૨૮) મા વર્ષે કાર્તિક વદી ૩૦ ને દિવસે સૂર્યગ્રહણ થયું હતું. એ પર્વ નિમિત્ત કૃષ્ણે

યાદવસંહાર

સર્વ યાદવોને પ્રભાસતીર્થ જવાની સલાહ આપી. સ્ત્રીપુત્ર સહિત સર્વે યાદવો ત્યાં ગયા. ગ્રહણ છૂટયા પછી ત્યાં એક મહોત્સવ થયો. સુરાનો પ્રતિબંધ અહીં લાગુ ન હોવાથી નાચ તાલ સાથે દારૂ પણ બેશુમાર ઊડયો. વાતવાતમાં ભારતીય યુદ્ધની સ્મૃતિઓ શરૂ થઈ. તેમાં વિરુદ્ધ પક્ષમાં ગયેલા યાદવો એકબીજાની જોડે વાદવિવાદે ચડયા. વાદમાંથી ગાળાગાળી અને ગાળોમાંથી લડાઈએ ઊતરી પડયા. થોડી વારમાં તો લોહીની નદીઓ વહેવા લાગી. માત્ર બળરામ અને કૃષ્ણ તટસ્થ રહ્યા; પણ તેમને ચે મારવા યાદવો ઊઠયા ત્યારે તેમણે પણ શસ્ત્રો ઉઠાવ્યાં. શસ્ત્રો ન મળ્યાં, એટલે સમુદ્રતીરે ઊગી નીકળેલી મોટી મોટી ડાંગ જેવી સોટીઓ લઈ તેથી સર્વે ભાંડયા. ફક્ત સ્ત્રીઓ, છોકરાં, દ્વારિકામાં રહેલાં વૃદ્ધ જનો અને રામ તથા કૃષ્ણ સિવાય સર્વે યાદવ ક્ષત્રિયોનો આ દારૂની ધૂનમાં નાશ થયો. કૃષ્ણના સર્વે પુત્ર–પૌત્રો પણ આ યુદ્ધમાં પડયા.

૫. ભારતીય યુદ્ધની શરૂઆતમાં કુળના સંહારથી જે અનિષ્ટ પરિણામો નીપજવાની અર્જુનને ધાસ્તી હતી, તે સર્વે ખરી પડી. અસુરોના નાશથી ભૂભાર ઉતારવાની કૃષ્ણની મુરાદ એ વ્યક્તિઓના સંહાર–પૂરતી ખરી પડી, પણ આસુરી સંપત્તિનો કાંઇ તેથી નાશ થયો નહિ. એ તો રબરની કોથળીમાં ભરેલી

હવાની માફક ડાબો ખૂણો દાબતાં જમણો ખૂણો અને જમણો ખૂણો દાબતાં ડાબો ખૂણો ફૂગી ઊઠેલી જણાઇ !

૬. કૃષ્ણે પોતાના સારથિને બોલાવી આ ભયંકર હકીકત હસ્તિનાપુર જઈ પાંડવોને જણાવવા કહ્યું અને યાદવોની સ્ત્રીઓ તથા બાળકોને દ્વારિકાથી લઇ જવા અર્જુનને સંદેશો કહેવડાવ્યો. સારથિ હસ્તિનાપુર ગયો અને કૃષ્ણે સ્ત્રીઓ તથા બાળકોને દ્વારિકા પહોંચાડયાં. બળરામે પ્રાણનો નિરોધ કરી દેહ છોડવા સમુદ્રકિનારે આસન વાળ્યું. કૃષ્ણે દ્વારિકા જઇ વસુદેવ—દેવકીના પગમાં માથું મૂકી સર્વ શોકજનક સમાચાર સંભળાવ્યા અને યોગથી પ્રાણત્યાગ કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. નમસ્કાર કરી કૃષ્ણ શહેર બહાર નીકળ્યા અને એક ઝાડને અઢેલી ડાબી સાથળને ઊભી રાખી, તે ઉપર જમણો પગ મૂકી બ્રહ્માસન વાળી બેઠા. એટલામાં એક ભીલે કૃષ્ણના પગના તળિયાને મૃગનું મોં સમજી તે ઉપર તાકીને બાણ માર્યું. આ રીતે આ મહાન પુરુષનો ઓચિંતો અન્ત આવ્યો.

નિર્વાણ

૭. શ્રીકૃષ્ણનું આખું ચરિત્ર નિઃસ્વાર્થ લોક—સેવાનું અનુપમ દૃષ્ટાન્ત છે. જન્મ્યા ત્યારથી તે લગભગ સો કે સવાસો વર્ષ સુધી એમણે કદી યે નીરાંત વાળી નથી. બાળપણ ગરીબીમાં કાઢયું, માબાપના વિયોગમાં

કૃષ્ણગરિમા

કાઢ્યું; પણ એ બાળપણને પણ એમણે એવી સુંદર રીતે દીપાવ્યું કે ભારતવર્ષનો મોટો ભાગ એ બાળકૃષ્ણની ઉપર જ મુગ્ધ થઈ માત્ર એટલા જ જીવનને પણ અવતાર માનવામાં પોતાને કૃતાર્થ થતો સમજે છે. એમની યુવાવસ્થા માતાપિતાની સેવામાં, રખડતાં સ્વજનોને એકત્ર કરી એમનામાં નવું જીવન જગાડવામાં, પોતાના પરાક્રમથી નિઃસહાય રાજાઓને મદદ કરવામાં અને સામ્રાજ્યલોભી રાજાઓનો સંહાર કરવામાં ગયો. એમના આયુષ્યનો ત્રીજો કાળ એમણે તત્ત્વચિન્તન અને જ્ઞાનપ્રાપ્તિમાં ગાળ્યો. આ પછી તેમણે યુદ્ધ કરવાનું છોડી દીધું, તોપણ પોતાના ચાતુર્યથી ન્યાયીને ન્યાય અપાવવામાં એમણે પાછી પાની કરી નથી. એમને જ લીધે નરકાસુરના પંજામાંથી અબળાઓનો છુટકારો થયો, જરાસંધનો પુરુષમેધ અટક્યો અને પાંડવોને ન્યાય મળ્યો. ભારેમાં ભારે રાજ્યખટપટ કરતાં છતાં યે એમણે મશ્કરીમાં પણ અસત્ય ભાષણ કર્યું નથી, ધર્મના પક્ષને છોડ્યો નથી, વિજયમાં યે શત્રુનો વિરોધ કર્યો નથી, એવી એમની પ્રતિજ્ઞા મહર્ષિ વ્યાસે ગાઈ છે. અને એની સાબીતી તરીકે પરિક્ષિતના પુનરુજ્જીવનનું દિવ્ય જણાવ્યું છે. આટલું છતાં યે એમના ઉપર જ્યાં અનીતિ કે કપટનું આળ ચડે એવું જણાય છે, ત્યાં ત્રણ કારણો છેઃ (૧) તે કાળની યથાર્થ હકીકત સમજવામાં કાંઈક ખામી; (૨) શ્રીકૃષ્ણ

પૂર્ણ પુરુષોત્તમ છે એમ ઠરાવવા માટે જ્યારે સંપ્રદાય પ્રવર્તકોનો પ્રયત્ન થયો, ત્યારે ભગવાનને તો સત્કર્મ તેમજ કુકર્મ બધું કરવાની છૂટ હોય, અને બધું કરતાં છતાં એ નિર્લેપ હોય,—એ સિદ્ધાંત વાચકના મન પર ઠસાવવા માટે, કૃષ્ણને નીતિ તેમજ અનીતિ બન્ને કરનારા તરીકે ચીતરવા માટે એમના જીવનમાં નવાં વૃત્તાન્તો જોડી જોડીને ઉમેરવામાં આવ્યાં. આ અતિશય અયોગ્ય થયું એમાં શક નથી. કૃષ્ણને પૂર્ણ પુરુષોત્તમ બનાવવા જતાં સામાન્ય નીતિપરાયણ સજ્જનથી યે હલકા તેઓએ ચીતર્યા; અને (૩) કૃષ્ણકથા કોઇ અમૂર્ત વિચારની મૂર્ત રૂપકાત્મક કથા છે એમ ઉપલા હેતુથી જ સમજવાની કલ્પના શરૂ થઇ; અને એ કલ્પનાના પોષનારાઓએ પોતે કલ્પેલાં રૂપકનો વધારે વિસ્તાર કરવા માટે એને અનુકૂળ વધારો કર્યોઃ દા. ત., રાધાવિવાહ, ગોપીઓ સાથેનો કલ્પેલો વ્યભિચાર-સંબંધ, રાસલીલા એ બધાં રૂપકો છે એમ વૈષ્ણવ વિચારકોનું કહેવું છે. એમ હોય તો એ કથાઓ કાલ્પનિક છે એમ ઠરે છે.*

પાંડવો હિમાલયમાં

૮. કૃષ્ણના દેહાન્ત પછી વૃદ્ધ વસુદેવ, દેવકી અને કૃષ્ણની પત્નીઓએ કાષ્ટભક્ષણ કર્યું. બાકીના માણસોને અર્જુન હસ્તિનાપુર લઇ ગયો. કૌરવોનું નિકંદન કરનાર બાણાવલી અર્જુન વૃદ્ધાવસ્થાથી અને

* પાછળ નોંધ જુઓ.

કૃષ્ણના વિયોગથી એટલો બધો નિર્બળ બની ગયો કે રસ્તામાં કેટલાક લૂંટારૂઓ સામે પણ એ સંઘનું રક્ષણ કરી શકયો નહિ, અને એનું દ્રવ્ય લૂંટાયું. પાંડવોની રાજપ્રતિષ્ઠા અને શાસનમાં કેટલી ઢીલાશ આવી હશે એ આ નાનકડા બનાવમાં તરી આવે છે. યુધિષ્ઠિરે યાદવોના જુદા જુદા વંશજોને જુદે જુદે ઠેકાણે રાજાંઓ બનાવી પોતાની કૃતજ્ઞતા દર્શાવી. પછી પરિક્ષિતને સિંહાસન પર બેસાડી પાંચે ભાઈઓ દ્રૌપદી સાથે હિમાલયમાં ચાલી નીકળ્યા. ત્યાં જ તેમનો અન્ત થયો.

૯. કૃષ્ણના અન્ત પછી ભારતવર્ષની પડતીનો પ્રારંભ થયો.

# નોંધ

## ગોકુળપર્વ

પૃ. ૭૭, લી. ૧: આકાશવાણી—ચિત્તમાં ભૂત-ભવિષ્ય-વર્તમાનનું જ્ઞાન રહ્યું છે એવો દરેકને કોઈ કોઈવાર અનુભવ થાય છે. જેણે પરિપૂર્ણ રીતે સત્ય પાળ્યું છે તેની વાણી ભવિષ્યની હકીકતો વિષે પણ ખરી પડે છે. બીજાઓને પણ એનું ઘણીવાર સ્વાભાવિક સ્ફુરણ થાય છે. પણ કાંઈક અદ્ભુત ધ્યાન ખેંચાય એવા પ્રસંગ સાથે સ્ફુરણ થાય ત્યારે સામાન્ય માણસો એ જ્ઞાનને ઓળખે છે. કોઈવાર તે ગેબી અવાજના રૂપમાં, કોઈવાર જાગ્રતમાં કે સ્વપ્નમાં કોઈ વ્યક્તિના દેખાવ સાથે એ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તે આકાશવાણી કે દિવ્યદર્શનને નામે ઓળખાય છે.

પૃ. ૮૮, લી. ૨: આપણા યુગના...છે. આપણા ઉપર ઠીક અલ્પ વયથી જ એવા હલકા સંસ્કાર પડવા માંડે છે કે આજના કાળમાં આઠદશ વર્ષના બાળકને પણ બ્રહ્મચર્ય-વિરોધી વિચારોથી મુક્ત ન ગણી શકાય એવું ઘણાક અનુ-ભવીઓનું માનવું છે. જે વિષે બાળક અજ્ઞાન છે તે વિષેના વિચારો આપી ઊલટો એને એ વિષય ઉપર વિચારતો કરી મૂકવો એ ઠીક નથી એવી ધાસ્તીથી એ વિષે મૌન રાખવું એ તેમને ઉચિત લાગતું નથી. આજના તાત્કાલિક ઈલાજ માટે બ્રહ્મચર્યના સંબંધમાં બાળકોને ચેતવી દેવા એ સલાહ અયોગ્ય નહિ ગણાય. પણ એ રોગનો ઇલાજ છે, અટકાવ નથી એ યાદ રાખવું જોઈએ. ખરો ઉપાય તો

વાતાવરણ શુદ્ધ કરવામાં, હલકા સંસ્કારો પડે એવા સંજોગોથી બાળકોને દૂર રાખવામાં, તથા નિર્દોષ વ્યવહારનું એમને દર્શન થાય અને બાહ્ય વ્યવહાર પાછળ કોઇ ચોરીનો વ્યવહાર રહ્યો છે એવી એમને ગંધ પણ ન આવે એવું વાતાવરણ નિર્માણ કરવામાં છે. આપણાં કેટલાં યે કુટુંબોમાં માની બાળકને ઇનામની લાલચ કે છેવટની ધમકી સારી કન્યા લાવવાની કે ન મળવા વિષેની હોય છે. બાળકોને કહેવાની આપણી કેટલી યે લોકકથાઓનું સાધ્ય રાજાની કુંવરી જોડે લગ્ન કરાવી આપવાનું હોય છે—જાણે પરણવું એ જ જીવનનું ધ્યેય હોયની શું? આપણા વિલાસી વિનોદો, રાજસી ભોજનો, હલકી નવલકથાઓ, બીભત્સ નાટકો અને સીનેમાઓ, નફ્ફટ જાહેરખબરો કેટલાં યે કિશોર-કિશોરીઓનું જીવન પોતાને તેમજ સમાજને શાપરૂપ કરી મૂકે છે, એનો વિચાર કરતાં હૃદય કંપી ઊઠે છે. એ લોકકથાઓના કે નવલકથાઓના, નાટકોના કે સીનેમાઓના, ઇતિહાસસંશોધકો ભલે સંગ્રહ અને સમાલોચના કરે. ધૂળધોયાની માફક એમની પણ જરૂર છે જ. પણ જૂનું, સમાજમાં ઓતપ્રોત થયેલું, માટે આપવા જેવું જ એ વિચાર ભૂલભરેલો છે.

આપણા ભકતો પણ એ જ વાતાવરણમાં ઉછરેલા, એમના હૃદયમાં યે સૂક્ષ્મ રીતે વિલાસી વૃત્તિઓનાં બીજ રહેલાં, તે એમનાં ભજનોમાં તરી આવ્યા વિના રહ્યાં નહિ. એમણે કૃષ્ણને સ્ત્રી માટે રીસાતો, સ્ત્રી મળવાની લાલચે મનાતો, ગોપીઓ જોડે સંકેતો કરતો, રાધા જોડે છૂપું લગ્ન કરી આવતો એવો બાળક અને વ્યભિચારી યુવાન ચીતર્યો છે અને એ સર્વેનો 'પરમેશ્વરની સર્વે લીલાઓ દિવ્ય અને નિર્ગુણ છે' એ માન્યતા તળે બચાવ કર્યો છે. એ બચાવમાં ખરી નિર્ગુણતા અને દિવ્યતા એમની નિર્વ્યાજ શ્રદ્ધાની જ

છે. અસત્યમાંથી સત્યમાં જવાય છે એ ખરું, પણ તેથી અસત્ય એ સત્ય થઈ શકતું નથી તેમ એ સિદ્ધાન્તમાંની શ્રદ્ધા મનુષ્યની અંશતઃ ઉન્નતિ કરે, પણ તેથી એ સિદ્ધાન્ત અચલ છે એમ ન કહી શકાય.

## પાંડવપર્વ

પૃ. ૧૦૩, લી. ૩: પુરુષમેધ— જે યજ્ઞમાં બલિ તરીકે માણસને મારવામાં આવે છે તેને નરમેધ-પુરુષમેધ કહે છે. સર્વોપરિ સ્થાન મેળવવા માટે રાજાઓ તેમજ બ્રાહ્મણો આવો ભયંકર યજ્ઞ પ્રાચીન કાળમાં કરતા. વેદમાં હરિશ્ચન્દ્ર અને શુનઃશેપની વાત છે. તેમાં હરિશ્ચન્દ્ર શુનઃશેપનો બલિ આપી વરુણદેવને સંતુષ્ટ કરવા માગે છે.

એક પ્રાચીન લેખક લખે છેઃ—

**वृक्षांश्छित्त्वा, पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम्।**
**यज्ञैर्गम्यते स्वर्गो नरकः केन गम्यते ॥**

વૃક્ષોને કાપી, પશુઓને મારી, લોહીનો કાદવ કરીને કરેલા યજ્ઞો વડે જો સ્વર્ગ જવાતું હોય, તો નરકમાં કોણ જતું હશે?

પૃ. ૧૦૩, લી. ૮: રાજસૂય યજ્ઞ—સમ્રાટ અથવા ચક્રવર્તી રાજા પોતાના રાજ્યારોહણ સમયે (અથવા પાછળથી અન્ય રાજાઓની સંમતિથી ચક્રવર્તી તરીકે સ્વીકારાય ત્યારે) આ યજ્ઞ કરે.

અશ્વમેધ—જે રાજા અત્યંત બળવાન હોવાનો દાવો કરતો હોય તે અશ્વમેધ કરે. જો એનું બળ સર્વ સ્વીકારે અથવા સિદ્ધ થાય તો એ યજ્ઞ કરી શકે.

પૃ. ૧૦૪, લી. ૧૪: અવભૃથસ્નાન—હિન્દુ જીવનના સર્વ સંસ્કારો, વિધિઓ અને વિશેષ ઉત્સવોની ઉજવણીમાં યજ્ઞ આવશ્યક ગણાય છે. પ્રત્યેક યજ્ઞની શરૂઆત તથા પૂર્ણાહુતિ

સ્નાનથી થાય છે. ઉપવીત લીધા પહેલાં નાવું પડે અને વિદ્યાધ્યયન પૂરૂં થાય ત્યારે પાછું નાવું પડે. એ સ્નાતક કહેવાય. તે જ પ્રમાણે વિવાહ, પ્રેતક્રિયા વગેરે સર્વે સંસ્કારોમાં સ્નાન થાય છે. એ જ રીતે રાજસૂય વગેરે વિશિષ્ટ યજ્ઞોની શરૂઆત તેમજ પૂર્ણાહુતિ સ્નાનથી થાય. એ છેવટનું સ્નાન અવભૃથસ્નાન કહેવાય.

## દ્યૂતપર્વ

પૃ. ૧૦૭, લી. ૧૫ : શકુનિનું મેણું—એક પાપ બીજાં પાપો કરાવે છે. એક ભૂલને ઢાંકવા માટે તે અસત્ય બોલાવી બીજી ભૂલ કરાવે છે. દુષ્ટ માણુસો આપણે પૂર્વે કીધેલાં પાપોનો લાભ લેતાં ચૂકતાં નથી, અને પોતાનો અર્થ સાધવા એ પાપનું મેણું મારી અથવા એને ઉઘાડું પાડવાનો ભય દર્શાવી આપણી પાસે બીજું પાપ કરાવે છે. પાપનું મેણું સાંભળવાની અથવા એ ઉઘાડું પડે તે જોવાની આપણામાં શક્તિ નથી હોતી, એટલે આપણે એની પાપી ઇચ્છાને વશ થઈ બીજું પાપ કરીએ છીએ. પણ એથી દિવસે દિવસે આપણી અવનતિ જ થાય છે. છેવટે, એનું પરિણામ એવું આવે છે કે કાં તો આપણી પાપની ભાવના જ બુઠ્ઠી થઈ જાય છે, અથવા છેવટે બધાં પાપનો ઘડો ભરાઇ સામટું ફળ ભોગવવાનો દુઃખકારક સમય આવે છે. પાપને વિષે નફ્ફટ થઈ જવું એવી પાપી સોબતીની સલાહ હોય છે; નફ્ફટાઇમાં હિંમત છે એમ એ મનાવે છે. પણ સહેજે વિચારતાં જણાશે કે એમાં તો ઊલટી કાયરતા રહી છે. આપણાં પાપનું કોઈ આપણને સ્મરણ કરાવે અથવા એને ઉઘાડું પાડે એથી આપણે ડરીએ છીએ. એ પાપનું પ્રાયશ્ચિત્ત કોઇ કાળે લેવું જ પડશે એવી અંતઃકરણમાં રહેલી અવ્યક્ત ચિંતા અને એનું દુઃખ ભોગવવાનો ડર

પ્રાયશ્ચિત્તની ઘડી થોડો વખત પણ લંબાય તો સારું એવી આપણા મનમાં ઇચ્છા ઊઠાવે છે. તે અકલ્યાણકારક ઇચ્છાને પાપી સોબતના મેણા અથવા ધમકાનું પીઠબળ હોય છે. એમ આપણે એના ભોગ થઇ પડી બીજું પાપ કરવા તૈયાર થઇએ છીએ.

પૃ. ૧૦૮, લી. ૬: ભાઇઓની હોડ—એકત્ર કુટુંબનો કર્તાપુરુષ કુટુંબની મિલકતનો કેવળ વ્યવસ્થાપક જ નહિ, પણ માલિક; કેવળ મિલકતનો જ નહિ, પણ સર્વ કુટુંબીઓની શારીરિક સ્વતંત્રતાનો પણ—એ કૃષ્ણકાળમાં સામાજિક સ્થિતિ હતી એવું આ ઉપરથી સમજાય છે. જ્યાં ભાઇઓ પણ મિલકતમાં ગણાય ત્યાં સ્ત્રીની પણ એ જ દશા હોય એમાં નવાઇ નથી.

પૃ. ૧૦૯, લી. ૧૦: દ્રૌપદીના વર—દ્રૌપદીનું ચારિત્ર એની વરયાચનામાં ઝળકી ઊઠે છે. એના પતિઓએ પુષ્કળ અપરાધ—અધર્મ કર્યો હતો, એના ઉપર સ્ત્રીજાતિ પર આવતું ભારેમાં ભારે સંકટ આણી મૂક્યું હતું, છતાં પણ તેથી એના પતિ પરના પ્રેમમાં એણે ન્યૂનતા ન આવવા દીધી. એ પ્રેમમાં હવે કુતરાના જેવી સ્વામીભક્તિ નહતી, પણ એક સ્વતંત્ર સ્ત્રીની પતિ માટેની લાગણી હતી. હવે દ્રૌપદી પત્ની—એટલે દાસી કે મિલકતનો ભાગ—રહી નહિ, પણ મિત્ર બની. પુત્રનું કઠોરપણું પણ માનો વાત્સલ્યપ્રવાહ રોકી શક્યું નથી; દ્રૌપદીની પતિ પ્રત્યેની લાગણી પણ તેવા જ પ્રકારની હતી. પ્રેમની એ જાતી જ છે; એક વાર જેને આપ્યો, અંતરથી આપ્યો, તે માણસને એના કોઇ પણ દોષ કે અપરાધો એને તલભાર પણ ઓછો કરે તો એ પ્રેમની કિંમત નથી.

# ઉત્તરપર્વ

પૃ. ૧૨૯, લી. ૧૮ : કપટનું આળ—મને એમ લાગે છે કે કૃષ્ણના જીવનમાં નીચેના સિદ્ધાન્તો ઓતપ્રોત થઇ ગયા હતા:—

(૧) કોઇ પણ માણસની સ્વાભાવિક પ્રકૃતિને પરાણે મરોડવામાં માલ નથી. રાજસી કે તામસી પ્રકૃતિના માણસ પાસે એકાદ વાર ક્ષણિક સાત્ત્વિક વેગ કે બીરુતાના જોસમાં અત્યંત ધીરજવાળા અને નિઃસ્પૃહી મનુષ્યથી સહન થઈ શકે એવા પરિણામવાળો ભારે ત્યાગ કરાવવાથી એનું ભલું જ થશે એમ નથી.

(૨) જ્ઞાની ભારે સિદ્ધાન્તોનો અમલ ન કરાવી શકે, માટે એણે સમાજનો ત્યાગ કરવો એ ઉચિત નથી. લોક-સંગ્રહાર્થે અજ્ઞાની એટલે સકામ પુરુષોની બુદ્ધિનો ભેદ ન થાય એવી રીતે એણે યુક્ત થઇને, એટલે નાખુશીથી નહિ પણ પ્રયત્નપૂર્વક, કર્મનું આચરણ કરીને લોકોને દોરવા જોઇએ.

(૩) તેથી, પોતે પોતાને માટે જે કૃત્ય ન કરે તે કૃત્ય બીજાને તેના હિતાર્થે કરવાની સલાહ આપે, અને પ્રસંગ આવે તો પોતે પણ તેને માટે કરી નાંખે.

(૪) આસુરી વૃત્તિને એને ધરાવનારા પુરુષથી હંમેશાં ભિન્ન કરવી શક્ય નથી. માટે આસુરી વૃત્તિનો નાશ કરવા માટે અસુરોનો પોતાનો યે નાશ કરવો પડે એમ બને.

આ સિદ્ધાન્તો લક્ષમાં રાખીએ તો કૃષ્ણના જીવનનાં અનેક ચરિત્રો સમજાઇ જાય એમ લાગે છે.

## વાંચવાલાયક

૧ શ્રી કૃષ્ણચરિત્ર—ચિંતામણિ વિનાયક વૈદ્ય કૃત મૂળ મરાઠી, તથા કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી કૃત તેનો ગુજરાતી અનુવાદ. (ચિત્રશાળા પ્રેસ : પૂના)

૨ કૃષ્ણચરિત્ર—બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય કૃત મૂળ બંગાળી, તથા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કૃત તેનો ગુજરાતી અનુવાદ.

# રામ-કૃષ્ણ

[ઉપાસનાની દૃષ્ટિએ સમાલોચના]

# રામ–કૃષ્ણ

[ ઉપાસનાની દૃષ્ટિએ સમાલોચના ]

શ્રી રામ અને શ્રીકૃષ્ણ એ વૈષ્ણવ હિન્દુઓના મોટા ભાગના ઉપાસ્ય ઇષ્ટ દેવ છે. બન્નેની પુરુષોત્તમમાં ગણના થાય છે.

પુરુષોત્તમ

સામાન્ય રીતે કોઈ પણ સમાજ પોતાના આદર્શ પુરુષમાં કેવાં લક્ષણોની અપેક્ષા કરે છે તે એના દેવ વિષેની એની કલ્પના પરથી જાણી શકાય.

૨. હિન્દુ સમાજની સહજ પ્રકૃતિ કઈ સ્થિતિએ પહોંચવા તરફ છે, કઈ ભાવના સાથે તદ્રૂપ થવા તરફ છે, તે જે દૃષ્ટિએ એ રામ અને કૃષ્ણને ભજે છે તે પરથી જાણી શકાય. એટલા માટે રામ અને કૃષ્ણનાં સ્વરૂપ ઉત્તમ અથવા પૂર્ણ પુરુષ તરીકે કેવાં ભાસે છે તેનો કાંઈક વિચાર કરવો યોગ્ય છે.

૩. રામ ચડે કે કૃષ્ણ એ કહેવું સાહસ ગણાય. આર્ય પ્રકૃતિના, કેટલેક અંશે સમાન અને કેટલેક અંશે ભિન્ન છતાં, એ બન્ને સુંદર સ્વરૂપો છે. જેને જે પ્રકૃતિ પોતાના હૃદયના ભાવો સાથે વિશેષ મળતી જણાય, તેને તેના ઉપર વધારે ભક્તિ ઉપજવાની.

૪. જીવન એ એક મહાન અને કઠોર વ્રત છે,

આયુષ્યના અન્ત પર્યન્ત પહોંચનારી સિપાહીગીરી છે.

રામચરિત્રનું તાત્પર્ય

પોતાની નિર્દોષ જણાતી અભિલાષાઓને પણ કાઢી દઈ, પોતાના મનના ક્લેશોને પોતામાં જ સમાવી દઇ, રાત અને દિવસ પોતાનું સર્વસ્વ જીવનનાં કર્તવ્યો બજાવવા માટે મૂકપણે હોમી દેવું—જેને પોતાનાં તરીકે માન્યાં તેમનું પણ એ જીવનયજ્ઞમાં બલિદાન કરવું, એ રામ-ચરિત્રનું તાત્પર્ય છે. રામની પિતૃભક્તિમાં, ગુરુભક્તિમાં, પત્નીવ્રતમાં, બન્ધુપ્રેમમાં, પ્રજાપાલનમાં,—જ્યાં જોઇએ ત્યાં રામ એ જીવનયજ્ઞના યજમાન અને વ્રતધારી જણાય છે. એમણે કદી યે જીવનને રમતગમતનો અખાડો નથી બનાવ્યો. બે ઘડીનાં ગપ્પાંને એમના સમય-પત્રકમાં સ્થાન નથી. એમનાથી, કે એમની આગળ, કદી હાંસી મશ્કરી ન થાય. એમના મુખ પરથી ગમ્ભીરતાની છટા ઊતરે જ નહિ. વસિષ્ઠ, કૌસલ્યા, દશરથ એમનાં ગુરુજનો ખરાં, પણ એમની ધાર્મિકતા, ગમ્ભીરતા અને દૃઢ નિશ્ચિતતાનો પ્રભાવ એમની ઉપર પણ છાપ પાડયા વિના રહે નહિ. કેવી આજ્ઞા કરવી તે એમણે વિચારવું જ જોઇએ. રામના રોમેરોમમાં મહારાજપદ ઝળકી ઊઠે છે. એમના દરબારમાં ઊભા રહેનારને પોતા ઉપર અસત્ય, અપવિત્રતા કે અન્યાયનો વહેમ સરખો ન આવે એટલા શુદ્ધ થઇને જ જવું પડે. એ તો દિવ્ય કસોટી જ ઠરાવે. એમની ન્યાયવૃત્તિ પત્ની કે બન્ધુ કોઇને જુએ નહિ. એમના હૃદયમાં સ્વજન માટે અત્યન્ત પ્રેમ ખરો; એ પ્રેમને લીધે એ ભક્તોને માટે લંકાધીશને મારવાને જેટલાં પુરુષાર્થ

અને પરાક્રમ જોઈએ તેમાંથી રતિભાર પણ ઓછુ૫ આવવા દે નહિ: પણ છતાં યે પ્રેમને વશ થઈ એ બધું કરે. તેના કરતાં રામ કર્તવ્યની—સત્ત્વરક્ષાની—ભાવનાને વિશેષ પ્રાધાન્ય આપતા જણાય. એમના અન્તરમાં રહેલી ઊંડી પ્રેમની લાગણી ઉપરછલ્લા જોનારને માલુમ ન પડે; અનેક વર્ષના નિકટ સહવાસથી જ એની પ્રતીતિ થાય. બીજાને તો એ નિઃપક્ષપાતી, ન્યાયી, ધર્મપ્રિય, આંખને આંજી નાંખે એવા તેજસ્વી અને કડક શાસ્તા જ લાગે. ઘણા શબ્દોથી કે લાડથી એ પોતાનો પ્રેમ સામાન્ય રીતે વ્યકત કરે નહિ, રામ આનન્દના આવેશથી અટ્ટહાસ્ય કરતા કવચિત જ સંભળાય, પણ પોતાનાં આશ્રિત જનોના ન્યાય્ય મનોરથોને પાર પાડીને તથા એમનાં સર્વ વિઘ્નોને દૂર કરીને જ એ પોતાના પ્રેમની ખાતરી આપે.

**કૃષ્ણચરિત્રનું તાત્પર્ય**

૫. એટલું જ પરાક્રમ, એટલી જ પિતૃભકિત, ગુરુભકિત, દામ્પત્યપ્રેમ, કુટુમ્બપ્રેમ, ભૂતદયા, મિત્રત્વ અને એટલી જ સત્યનિષ્ઠા, ધર્મપ્રિયતા તથા જીવનની પવિત્રતા વિષે પૂજ્યતા છતાં શ્રીકૃષ્ણને જીવનયજ્ઞ એ એક કઠણ વ્રત નથી, પણ મંગલોત્સવ છે:—અથવા વ્રતોત્સવ[1] છે. સુખમાં સ્વાસ્થ્યનો આનન્દ છે, મથુરામાં ગોમન્તક ઉપર જરાસંધને હંફાવવાનો લહાવો છે. દ્વારિકામાં વભવ છે, તો ગોકુળમાં વાછડાં અને ગોપોની સાથે રમતો છે. કુરુક્ષેત્રમાં કૌરવોના નાશથી અસુરોનો સંહાર થાય છે, તો પ્રભાસતીર્થમાં થતો

---

૧ વ્રત છતા ઉત્સવ

યાદવોનો સંહાર પણ એવો જ છે. જો એકનો શોક કરવાની જરૂર નથી તો બીજામાં યે શાન્તિ દળવા દેવાની જરૂર નથી.

૬. અને તેથી કૃષ્ણની સાથે રહેતાં આપણને સંકોચ નથી લાગતો. બાળકૃષ્ણ ધારી આપણે એને ખોળામાં રમાડી શકીએ કે માખણ માટે નચાવી શકીએ, અથવા એના વાછડા થઈ એના પગને ચાટી શકીએ, કે આપણી પીઠ ઉપર પોતાનું માથું ટેકવી કે આપણાં ગળાંને બાઝી હેત કરતો કલ્પી શકીએ. આપણે પવિત્ર હોઇએ કે અપવિત્ર, એ આપણો તિરસ્કાર કરવાનો નથી. આપણે મોકળે મને એના ભાણામાં બેસી જમી લઇએ. આપણે સાથે ફરતાં હોઇએ તો એનાથી મર્યાદાપૂર્વક દૂર ચાલવાની જરૂર નથી. એને ખભે આપણો હાથ અને આપણે ખભે એનો હાથ. રામને પોતાના સારથિ કરવાની સુગ્રીવ કે વિભીષણની કાંઇ હિંમત થાય? પણ કૃષ્ણને એમ કહી શકાય. રામના દરબારમાં જનારે દરબારીની રીતભાત જાણવી જોઇએ, પણ કૃષ્ણના તો ઠેઠ અંતઃપુર સુધી ચીંથરિયો સુદામો પહોંચી જાય અને તેના પલંગ પર ચડી જાય. રામને 'આપ' કહી સંબોધવું જોઇએ, પણ કૃષ્ણ તો 'તું' નો અધિકારી. કૃષ્ણની ભક્તિનો રસ આપણે એના દાસ થઇને ન લઈ શકીએ. ઉદ્ધવ જેવો કોઇ દાસ થવા જાય તો તે પણ ઠેઠ એના હૃદય સુધી પહોંચનારો વિશ્વાસુ મિત્ર બની જાય. સમાનતા સિવાય બીજો હક એ માને જ નહિ. કૃષ્ણના દરબારમાં એક જ જાજમ હોય. એને

ત્યાં ડાબે હાથે અમુક અને જમણે હાથે બીજો, એવી શિસ્ત ન હોય. એની પાસે તો ગોળ કુંડાળું કરીને જ બેસવાનું. એની પાસે ગમ્ભીર જ્ઞાનની ગોષ્ઠીઓ જ નિરન્તર સાંભળવા મળશે એમ ન કહેવાય; એ તો ગોકુળનાં વાછડાંની 'વાતો' પણ કહેતો હોય. રામનો અગાધ પ્રેમ અન્તેવાસી જ પારખી શકે, તેમ કૃષ્ણનાં અગાધ જ્ઞાનગામ્ભીર્ય અને ઔદાસિન્ય નિકટ પરિચયથી જ જણાય. 'દેહદર્શી' તો એને 'પોતા જેવો સંસારી' જ દેખે.*

૭. કૃષ્ણ આપણા ભક્તિભાવનો ભૂખ્યો છે. અનન્યપણે એની સાથે પ્રેમ બાંધ્યો તો એ આપણી ત્રુટીઓ જોવા નથી બેસવાનો. એ નીભાવી લેશે, સુધારી લેશે અને શીઘ્ર આપણને શુદ્ધ અને શાન્ત કરી મૂકશે.

**ઉપાસનાનો હેતુ**

૮. આ રીતે રામ અને કૃષ્ણ બન્ને જુદી જુદી પ્રકૃતિઓવાળી મહાન વિભૂતિઓ છે. જે દેવ જેવા થવા આપણે ઈચ્છીએ તે આપણા ઇષ્ટ દેવ કહેવાય. ઉપાસ્યના જેવા થવું એ ઉપાસનાનો હેતુ. રામ અને કૃષ્ણના ઉપાસકોને રામ અને કૃષ્ણના જેવા થવાની અભિલાષા હોવી જોઇએ: તો જ એની ઉપાસના સાચી.

૯. પણ રામ ઉપાસકને અધઃપાતની ધાસ્તી

---

* "મુક્તાનંદ કે' હરિજનની ગતિ છે ન્યારી;
એને દેહદર્શી દેખે પોતા જેવા સંસારી."

દેહદર્શી—શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિનાં સુખને જ પ્રાધાન્ય આપનારાવાળો.

ઓછી છે. એ તો શુદ્ધ થાય તો જ પોતાના દેવના મંદિરમાં પેસી શકે. એણે પોતાના દેવને પ્રસન્ન કરવા જીવનને વ્રત રૂપે સ્વીકાર્યે જ છૂટકો. દિવ્ય કસોટી માટે લાયક થવાની સાધના એણે કર્યો જવાની. એને ભ્રષ્ટ થવાનો સંભવ નથી. એ દિવસે દિવસે આગળ જ વધવાનો.

**રામોપાસનાનો માર્ગ**

૧૦. કૃષ્ણની ઉપાસના મોહક છે, પણ સહેલી નથી. સહજાનંદ સ્વામી કહે છે તેમ એની રસિક ભક્તિથી પડી તો ઘણા ગયા છે અને તરી તો કોઈક જ ગયો છે. એનાં બે કારણો છે: એક તો કૃષ્ણની ગોપી બનીને ભક્તિ કરવાની વિકૃત રીત; અને બીજું, જીવનને ઉત્સવ માનવામાં મનુષ્યની સ્વાભાવિક ભોગ-વૃત્તિને મળતું ઉત્તેજન.

**કૃષ્ણોપાસનાનો માર્ગ**

૧૧. ઉપાસ્યદેવ અને ભક્તની વચ્ચેનો સંબંધ અનેક પ્રકારનો હોઈ શકે: માતા કે પિતા અને પુત્રનો, બંધુત્વનો, મિત્રતાનો, પતિપત્નીનો, પુત્ર અને માતાપિતાનો અથવા સ્વામી–સેવકનો. એમાં દેવને જેવા સંબંધી બનાવીએ, તેના પ્રતિયોગી સંબંધીના ભાવ આપણામાં પ્રતિબિમ્બિત થાય, અને ધીમે ધીમે એ સંબંધનાં યોગ્ય લક્ષણો આપણો સ્વભાવ થઈ જાય. આપણે દેવને માતા પિતા તરીકે ભજીએ અને જો આપણી ભક્તિ સાચી હોય તો આપણામાં આદર્શ પુત્રના ગુણો ઊતરે–

**દેવ અને ભક્તનો સંબંધ**

માતાના પુત્ર તરીકે જુદા અને પિતાના પુત્ર તરીકે જુદા. તે જ પ્રમાણે દેવને આપણે પતિ તરીકે માનીએ તો આપણામાં સ્ત્રીત્વના ભાવ ઉપજવાના. જાર તરીકે ભજીએ તો તેવા પ્રકારની સ્ત્રીના હાવભાવ ઉતરવાના. ઉપાસના ભક્તિ એ મનુષ્યને પૂર્ણતાએ પહોંચાડવાનો યોગ છે. પુરુષને પૌરુષને વિકાસ અને સ્ત્રીને સ્ત્રીત્વનો વિકાસ એ પૂર્ણતા છે. પુરુષમાં સ્ત્રીત્વનો વિકાર કે સ્ત્રીમાં પુરુષત્વનો વિકાર એ અધોગતિ છે. પુરુષે પોતાને સ્ત્રી તરીકે કલ્પના કરવામાં પોતાનું પૌરુષ ગુમાવવાના માર્ગ લેવા જેવું છે. આથી સ્ત્રીત્વની પૂર્ણતા તો પ્રાપ્ત ન થાય, પણ પુરુષાર્થ ઓછો થાય અને સ્ત્રીને શોભનાર અને પુરુષને એબ લગાડનાર હાવભાવ માત્ર ઊતરે. એથી ભોગવૃત્તિ પણ ઉશ્કેરાય અને અત્યંત દૃઢ વિવેક દશાની જાગૃતિ ન હોય તથા ભક્તિની ઉત્કટતા ન હોય તો અધઃપાત પણ થયા વિના રહે નહિ. કૃષ્ણની રાધા અથવા ગોપી તરીકે ઉપાસના કરનાર અનેક ભક્તો હિન્દુસ્તાનમાં થઈ ગયા છે એ સર્વેનાં ચરિત્રો તપાસતાં એમાંથી બ્રહ્મચારી, વીર, વિલાસ માટે ઉદાસીન. એવા ઘણા થોડા જણાશે. એથી ઊલટું, પ્રસિદ્ધ રામભક્તો જેવા કે હનુમાન, રામદાસ તુલસીદાસ વગેરે બ્રહ્મચર્ય, શૌર્ય, પુરુષાર્થ, વૈરાગ્ય વગેરે માટે પંકાયેલા છે. ગોપીની ભક્તિ જેવી મીરાંબાઈમાં શોભે છે તેવી પુરુષોમાં ન જ શોભે; અને સંન્યાસીઓમાં તેથી યે ઓછી.

**ગોપી ભક્તિ**

૧૨. જીવન ઉત્સવ રૂપે મનાય એ સ્થિતિ સારી છે.

પણ ઉત્સવ એ ભોગ્ય વસ્તુ તરીકે મનાવાનો પણ સંભવ છે. જ્યાં સુધી આપણે જીવનનો તડકો જોયો નથી ત્યાં સુધી જીવનને ઉત્સવ ગણવામાં આપણને સુખ લાગશે. પણ જ્યારે છાયડો જાય ત્યારે પણ એ ઉત્સવ રૂપે જ મનાય તો જ જીવનને ઉત્સવ કહેવો યથાર્થ ગણાય. જે ક્ષણે દુઃખ એ અનિષ્ટ લાગે તે ક્ષણે આપણો અધઃપાત છે. ભક્તિ-ભોગ-મુક્તિને વિરોધી નથી એ વિચાર, ભુક્ત અને મુક્તિ બે સાધવાની લાલસા, એ જીવનને ઉત્સવ માનવાનું પરિણામ છે.

જીવન એ ઉત્સવ

૧૩. માટે કૃષ્ણની ઉપાસના કૃષ્ણ જેવા થવાની આકાંક્ષાથી થવી જોઇએ. કૃષ્ણ જેવા ધર્મનિષ્ઠ, સત્યપ્રિય, અધર્મના વૈરી, અન્યાયના ઉચ્છેદક, શૂર, પરાક્રમી, સાહસિક, ઉદાર, બળવાન, બુદ્ધિમાન વિદ્વાન, જ્ઞાની, અને યોગી છતાં વાત્સલ્યપૂર્ણ, નિરભિમાની, નિઃસ્વાર્થી, નિસ્પૃહી, સર્વને સમાનતાનો હક આપનાર, અત્યંત શરમાળ માણસને પણ નિઃસંકોચ કરનાર, ગરીબના-દુઃખિયાના-શરણાગતના બેલી પાપીને પણ સુધારવાની આશા પ્રગટાવનાર, અધર્મને પણ ઉદ્ધારનાર, દરેકની પ્રકૃતિનું માપ લઇ તે પ્રમાણે તેની ઉન્નતિનો ક્રમ યોજનાર, બાળક જેવા અકૃત્રિમ, આવું આપણુંચારિત્ર્ય હોય તો જ આપણી કૃષ્ણોપાસના સાચી. ભૂતમાત્રને માટે નિઃસીમ કરુણા, પ્રેમ, દયા, ધર્મકર્મ કરવા સદૈવ તત્પરતા, પોતાની સર્વાંગી ઉન્નતિ કરવાની આકાંક્ષા, એ સર્વને માટે સંપૂર્ણ પુરુષાર્થ કરવાની વૃત્તિઃ એ એ સ્થિતિનો સાધનમાર્ગ છે.